ૐ

# પેશાવરની પદ્મિની.

## ઐતિહાસિક નવલકથા.


પ્રયોજક.

**ધીરજલાલ અમૃતલાલ ભટ્ટ.**

બરવાળા. ( ધંધુકા. )



પ્રકાશક.

**કચરાભાઈ વનમાળીદાસ પટેલ.**

મોટીહમામ—અમદાવાદ.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦ સને ૧૯૨૦



પ્રકાશકે સર્વ હક સ્વાધીન રાખ્યા છે,



**અમદાવાદ.**

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ
દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિમ્મત રૂ. ૧-૮-૦

૮૩૯૮
વિદ્યાપીઠ ગ્રં
અમદાવાદ
ગુજરા કૉપીરાઈટ-સંગ્રહ

હમેશાં યાદ રાખવા યોગ્ય

# સૂચના.

કોઈપણ વખતે કોઈ પણ પુસ્તકની જરૂર પડે ત્યારે અમદાવાદમાં પ્રસિદ્ધ થએલી અમારી દુકાને એકવાર ઓર્ડર આપી ખાત્રી કરવા ખાસ ભલામણ કરીએ છીએ. બહાર ગામના ઓર્ડરો બહુજ કાળજીપૂર્વક અને તાકીદે રવાના કરી ગ્રાહકોને સંતોષ આપવામાં આવે છે. તેની નોંધ લેવાનું વિસરશો નહિ. વધારે વિગત જાણવા માટે સુચીપત્ર મંગાવો. મફત.

હિન્દુસ્થાનની બહાર એટલે અમેરીકા આફ્રિકા વગેરે સ્થળે વી. પી. જઈ શકતાં નથી માટે અગાઉ અવેજ મોકલવો.

## ( જાણવા જોગ નિયમો ).

૧. પુસ્તકો મંગાવનાર ગૃહસ્થોએ પોતાનું નામ, ઠામ, ઠેકાણું, ગામ, પોષ્ટ, જીલ્લો વગેરે પુરેપુરૂં સારા અક્ષરથી દર વખતે લખતા રહેવું.

૨. પચીસ રૂપીઆનાં પુસ્તકો સામટાં આ લીષ્ટની અંદરથી મંગાનનારને રૂપીઆ પાંચની કીંમતનાં પુસ્તકો કમીશનમાં અમારી પસંદગીનાં આપીશું.

૩. પંદર રૂપીઆનાં પુસ્તક એકી વખતે મંગાવનારને રૂપીઆ ત્રણની કીંમતનાં કમીશનમાં આપીશું.

૪. દશ રૂપીઆની કીંમતનાં મંગાવનારને રૂપીઆ બેની કીંમતનાં કમીશનમાં આપીશું. પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**કચરાભાઈ વનમાળી પટેલ.**

મ્હોટી હમામ-અમદાવાદ.

# પ્રસ્તાવના.



વીરપ્રસૂતા, રત્નોદ્ભવા ભારતમાતા ઘણા જૂના કાળથી પરદેશીઓના આક્રમણોથી પિડિત થયેલી છે. દ્રવ્યલોભી, રાજ્યલોભી અને ધર્મલોભી વિદેશીઓને હાથે તેનો ઘણીએ વખત અધ:પાત થયો છે. પ્રતાપી બ્રિટિશ સામ્રાજ્યના સુ-વ્યવસ્થિત શાસનકાળ પહેલાંનો તેનો ઇતિહાસ પ્રકૃતિનાં અનેક ગૂઢ રહસ્યોમાંનાં કેટલાંક રહસ્યોનું નિદર્શન કરાવે તેવી ઘટ-નાઓથી ભરેલો છે. ક્ષણ ક્ષણના રાજ્યવિપ્લવને અંગે ભાર-તીય હિન્દુસમૂહ ઉપર જે ભીષણ અત્યાચારો ગુજરતા હતા તેનો ખ્યાલ આપણને સહજમાં આવી શકે તેમ નથી. તત્કા-લીન અત્યાચારીઓની વિષયલોલુપતા, સ્વચ્છંદતા, ધર્માંધતા, કુટિલતા, નિર્દયતા વગેરે અતિશય ઉત્પીડનનાં અનેક, દૃષ્ટા-ન્તો ઇતિહાસ ઉપર તરે છે કે જે વાંચતાં અત્યારે પણ રોમાંચ ઉભાં થઇ જાય છે. નંદનવન જેવી ભારત વાટિકા જૂલ્મીઓના જૂલ્મથી મુક્ત રહી નથી, અનેક ધર્મવિપ્લવને અંગે તેનો ધ્વંસ થતો આવ્યો છે; છતાં તેમાં તેના ગૌરવને અધિકતા મળવાના પ્રસંગો પણ ઘડાયા છે. વિધર્મી વિજેતા શત્રુઓના ઉત્પીડનોથી શાંતિપ્રિય હિન્દુપ્રજાના હૃદયમાં દુર્દમનીય સ્વાધીનતાની ઇચ્છાઓ જન્મી છે અને હિમાલયથી કન્યાકુમારી સુધીનો આખો દેશ એક વખત સ્વતંત્રતાની

ઉપાસના કરતો હોય તેમ તેના ઇતિહાસ ઉપરથી પ્રતિત થાય છે. અત્યાચારીઓના અત્યાચારો સાથે ભારતવાસીઓની નિડરતાનાં, સ્વાર્પણનાં, સ્વાભિમાનનાં, રાષ્ટ્રવત્સલતાનાં, શૌર્યનાં, આત્મગૌરવનાં અને ઉદાર બુદ્ધિમત્તાના પણ અનેક દૃષ્ટાન્તો ઇતિહાસમાં મળી આવે છે. વીર પુરુષાર્થીઓએ સ્વાધીનતા પ્રાપ્ત કરવા માટે પોતાની જાતના ઉત્સર્ગ પણ કર્યા છે. ભારતવર્ષનો ઇતિહાસ પ્રાયઃ વિદેશી લેખકોને હાથે લખાએલો હોવાથી તેમાં દેશવ્યાપી સ્વતંત્રતા દેવીનો ઉલ્લેખ બરાબર થયેલો નથી. તેઓએ તો પ્રાયઃ સ્વમતાનુયાયી શાસકોનાંજ વિજયવર્ણન કર્યા છે; પણ બારિક દૃષ્ટિએ જો ઇતિહાસનું અવલોકન કરીએ તો આર્યોચિત પ્રભુત્વરક્ષા માટે સહનશીલ હિન્દુ પ્રજાએ અનેક માનવ બલિદાનો આપ્યાં છે અને આત્માભિમાનનાં જ્વલંત દૃષ્ટાન્તો ભાવી પ્રજા સમક્ષ મૂકયાં છે, એમ કહ્યા સિવાય ચાલતું નથી.

પ્રસ્તુત ઐતિહાસિક વાર્તામાં પણ એવાં સ્વાર્પણનાં કાંઇક રેખાચિત્રો આલેખવાનો પ્રયત્ન કરાયો છે. સ્વાતંત્ર્યને માટે –સ્વદેશોદ્ધારને માટે થયેલા આત્મત્યાગ–પછી તે ગમે તે કાળના હોય પણ–તેની ગૌરવગાથા વાચકોના હૃદયને આનંદિત કરે છે. આ નવલકથા પણ એ નિયમાનુસાર વાચકોના ચિત્તને રંજન કરી જનની જન્મભૂમિની ચિરતેજસ્વિતાનો ખ્યાલ કરાવશે તો શ્રમ સાર્થક થયો ગણાશે.

પ્રસ્તુત નવલકથા આજથી પાંચ વર્ષ પહેલાં 'વાર્તા વારિધિ' માસિકના તંત્રી રા. ઉદયચંદ લાલચંદ પંડિતની સૂચનાથી અનુવાદિત કરી હતી; પણ પ્રકાશનનો પ્રસંગ આવતો નહોતો. સદ્‌ભાગ્યે જાણીતા વાર્તા લેખક શ્રીયુત સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા–કે જેઓએ કેટલીક સુંદર નવલકથાઓ લખી છે–તેમનો પરિચય થયો. તેમણે પોતાના સ્નેહી રા. કચરાભાઇ વનમાલીદાસ પટેલને ભલામણ કરી આ પુસ્તક છપાવવાની ગોઠવણ કરી અને પ્રુફસંશોધન વગેરે ભાર પોતાને માથે લીધો. આ સુજ્ઞ બન્ધુની આવી અણમોલ મદદ ન હોત તો આ પુસ્તક બહાર આવી શકત નહિ. આ સ્થળે ઉપરોક્ત મહાશયોનો આભાર માનવાની તક મારે ગુમાવવી જોઇએ નહિ.

ગુજરાતી ભાષાશૈલીને અનુરૂપ મૂળ હિન્દી પુસ્તકમાં થોડો ઘણો ફેરફાર કર્યો છે. પ્રસંગોપાત કેટલીક ઐતિહાસિક બાબતો ઉમેરી છે અને કેટલી કાઢી નાંખી છે; છતાં તેમાં જે કાંઈ સારૂં હોય તેનું માન મૂળ લેખકને ઘટે છે અને દોષનો ભાગ હું મારે શિરે વ્હોરી લઉં છું.

બરવાળા, ( ધંધુકા )
તા. ૧–૩–૨૦.

ધીરજ.

મનોરંજક, બોધદાયક અને જ્ઞાનોત્તેજક નવલકથા

# ઝેરી જમાનો

## ભાગ ૨ જો.

આ પુસ્તક અવશ્ય દરેકે વાંચવુંજ જોઇએ. લાયબ્રેરીઓમાં, ઘરમાં, બંગલાઓમાં, ગરીબોની ઝુંપડીઓમાં પણ આ પુસ્તક રહેવું જોઇએ કે જેથી અપૂર્વ જ્ઞાન-સદ્બોધ ગ્રહણ કરી શકાય. ગતકાળમાં થઇ ગયેલા ઠગ-ફાંસીઆઓ કેવાં ભયાનક કામો કરી નિર્દોષ મુસાફરોને દગાથી મારી નાખી હરામનું દ્રવ્ય પડાવી લે છે, મકાનોમાં ભયંકર કર્મો કરવાનાં ગયબી સ્થળો, ભયાનક ભોંયરાં, વિક્રાળદેવીની મૂર્તિ વગેરે દ્રશ્યના વાંચનથી હૃદય પણ ક્ષણભર સ્તબ્ધ બની જાય. આ ઉપરાંત ભાગ્યહીન પતિ પત્ની કેવાં અસહ્ય સંકટો સહન કરે છે; બે પત્નીઓ કરવાથી સંસાર કેવી રીતે સ્મશાનવત્ બને છે, લાડી વાડી અને ગાડીમાં ફરતા શ્રીમાનોના ઉચ્છૃંખલ યુવાનો ઉપરથી સારા દેખાઇ અંદરથી કેવા પૈશાચિક હૃદયના હોય છે, સતી સાધ્વી સન્નારીઓ દુઃખના ડુંગર ટળે દટાવા છતાં શીયળ કેવી રીતે સંભાળે છે. ઠગો ફાંસીઆઓનો નાશ કરવાને સુચતર અંગ્રેજ અમલદારો કેવી બહાદુરી બતાવી દુઃખી પ્રજાનું રક્ષણ કરે છે વગેરે વાંચતાં તમારા હૃદયમાંથી આશ્ચર્યજનક પોકારો સ્વભાવિક રીતે જ નીકળશે. આ નવલકથા પૂર્ણ વાંચ્યા વિના કાંઇ પણ કાર્ય સૂઝશે નહિ. દરેકને આ પુસ્તક વાંચવાની ભ ામણ છે. સુંદર છપાઇ, ગ્લેજ કાગળો સાથે દળદાર પુસ્તક છતાં

**મૂલ્ય માત્ર રૂ. ૨-૦-૦.** પુસ્તક મળવાનું ઠેકાણું—

**બુકસેલર કચરાભાઇ વનમાળી પટેલ.**

મોટીહમામ—અમદાવાદ.

ચાલૂ જમાનાનો તાદ્દશ્ય ચીતાર !   સામાજિક સચિત્ર નવલકથા.

# ☞ મધુ-માલતી

અથવા

## ભાગ ૩-૪.   વીસમીસદીનું વિશ્વદર્શન !

પ્રયોજક, **શ્રી. વ્રજલાલ જાદવજી ઠક્કર.**

આ સામાજિક નવલ કથા એટલી બધી લોકપ્રિય થઈ છે કે, માત્ર આઠ માસ જેટલા ટૂંક સમયમાંજ તેના પ્રથમ ભાગની બીજી આવૃત્તિ છપાવવાનું કામ ચાલુ કરવામાં આવ્યું. વર્ત્તમાન કાળમાં સુધારાને નામે હિન્દુ સમાજમાં કેવો સ્વચ્છંદાચાર અને સ્વેચ્છાચાર ચાલે છે, માત્ર કૉલેજનું શિક્ષણ મેળવી-પાશ્ચાત્યજ્ઞાન મેળવી પાશ્ચિમાત્ય આચાર વિચારો પ્રમાણે વર્તનાર યુવક યુવતીઓમાં કેવો વિષયલંપટતાનો વ્યાપાર ચાલે છે, સાધુવેશધારી શયતાનોના મંદિરોમાં અનેક યુવક યુવતીઓનો ભ્રષ્ટાચાર કેવી રીતે ચાલે ને, સંસારસુધારકોનું સત્ય કર્ત્તવ્ય શું છે, પતિપ્રાણા પ્રમદા પ્રાણાન્તપર્યંત પોતાના પતિવ્રતધર્મનું પ્રતિપાલન કેવી રીતે કરી શકે છે, બદમાસ માણસો પોતાની પ્રપંચજાળ પાથરીને તેમાં ભોળી ભામાઓને કેવી રીતે ફસાવે છે, લંડન શહેરમાં ગુપ્ત અડ્ડાઓમાં કુમારિકાઓના સૌન્દર્યનું કેવી રીતે લીલામ થાય છે, એક આંગ્લ બાળિકા પણ સંયમબળથી કેવાં ભયંકર સંકટો સાથે ટક્કર ઝીલી સ્વધર્મનું રક્ષણ કરે છે, આદર્શવિધવા લોકહિતનાં કાર્યો કેવી રીતે કરે છે વગેરે અનેકવિધ ઉપયોગી અને રસિક વિષયોનું શાબ્દિક ચિત્ર આ નવલકથામાં ઘણી મનોરંજક રીતે આલેખવામાં આવ્યું છે. આ નવલકથા વાંચતાં વાચકોને વીસમીસદીનું વિશ્વદર્શન કરતા હોય એવો ભાસ થયા સિવાય રહેશે નહિ. આ નવલકથાના અન્ય ભાગની માફક તૃતિય અને ચતુર્થ ભાગમાં પણ કેટલાંક નયનરંજક ફોટોગ્રાફિક પ્રાસંગિક ચિત્રો મૂકવામાં આવ્યાં છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૪૦૦, પાકું સોનેરી પૂઠું, છતાં મૂલ્ય માત્ર રૂ. ૩-૦-૦. આગાઉથી ગ્રાહક થનાર માટે પોષ્ટે જ માફ.

**કચરાભાઈ વનમાળી પટેલ.**

બુકસેલર અને પબ્લીશર, મ્હોટી હમામ-**અમદાવાદ.**

# અનુક્રમણિકા.







ૐ

# પેશાવરની પદ્મિની.

## પ્રકરણ ૧ લું.

### યુગલ આરોહી.

ક્યાં ક્યાં થકી ઉલટીને પરદેશી આવ્યા ?
કેવા પ્રયત્ન ! મન કેવી રીતે ભમાવ્યાં !
પાસે વિદૂર થઈ જ્યાં થઇ થોક થોક,
લૂંટયા જનો, અવનીમાં પ્રસર્યોજ શોક.
શું જોર ? શું કશું પરાક્રમ ? શૌર્ય તે શું ?
ક્યાં કોઇ માન મળ્યું દુર્બળને કૃત્યે શું ?
જ્યારે કુસુંપ ઘર કલેશ વિશેષ પેસે,
એ નીમ નિત્ય પર તે ઘર આવી બેસે.

ભીમરાવ.

ઇ. સ. ૧૮૨૦ એટલે આજથી એક શતાબ્દી પહેલાંની વાત છે. પ્રસિદ્ધ સીમાંત પ્રદેશ પેશાવર ઉપર તે વખતે અંગ્રેજોની વિજય પતાકા ફરકતી નહોતી, આર્યદ્રોહી યૂસફ જમઇ નામક અફરાદી જાતિનો સરદાર સુલતાન મહમ્મદ તે વખતે ત્યાંનો શાસન કર્ત્તા હતો. પોતાના ભાઇ શાહ મહમ્મદના

મરણુ પછી તેના સગીર ઉમ્મરના પુત્ર 'શાહજાદા' નો તે સલાહકાર બની રહ્યો હતો; પણુ થોડા વખત પછી એકાએક 'શાહજાદા' ના ગુમ થયાના વર્ત્તમાન સર્વત્ર ફેલાયા. અને ઘણી શોધ કરાવવા છતાં તેનો પત્તો ન લાગ્યો ત્યારે સુલતાન મહમ્મદ પોતે ત્યાંનો અધિકારી બની બેઠો. ગાદીએ બેઠા પછી તેણે હિન્દુપ્રજા ઉપર જૂલ્મ ગુજારવા માંડયો. જો કે પેશાવરમાં મુસલમાનોનો સંપૂર્ણ અધિકાર હતો, છતાં ત્યાં પ્રત્યેક શ્રેણીની હિન્દુપ્રજા–વિશેષે કરીને સીખ પ્રજા–પંજાબ કેશરી મહારાજા રણુજીતસિંહના વિશ્વાસે નિવાસ કરતી હતી. મુસલમાનો તરફથી તેમના ઉપર જે જે અત્યાચારો થતા હતા અને તેને પરિણામે તેમના ધર્મની જે કસોટી થતી હતી તેનું કાંઇક રેખા ચિત્ર આ કથાનકમાં આલેખવાનો યત્ન કરાયો છે.

જ્યારે જ્યારે મહારાજાને હિન્દુઓ ઉપર અત્યાચાર થયાના સમાચાર મળતા; ત્યારે ત્યારે તેઓ સુલતાન મહમ્મદ ઉપર ચડાઈ કરતા અને યોગ્ય બંદોબસ્ત કરી પાછા આવતા પણુ સીખસેના જ્યાં ત્યાંથી થોડી દૂર ખસતી કે તરતજ સીખોનો સંપૂર્ણદ્રોહી દુરાનીવંશ–જેના હાથથી રણુજીતસિંહે કાશ્મીરનો ઉદ્ધાર કરી તેને ત્યાંથી કાબુલ તરફ નસાડી મૂકયો હતો તે સરહદના મુસલમાનો પાસે હિન્દુઓ ઉપર અત્યાચાર કરાવતો અને પોતાના વાર્ષિક કરની સાથે સુલતાન મહમ્મદની પાસેથી કેટલીક 'કુમારિકાઓ' પણુ લેતો, આ

વિલક્ષણ ઘટનાનો ઉલ્લેખ વાચકો વાર્તાના પ્રવાહમાં આગળ સારી રીતે જોઇ શકશે.

*　　　　*　　　　*　　　　*

સન્ધ્યાનો સમય થયો છે. સૂર્યનારાયણને અસ્તાચળમાં જવાને હવે વધારે વાર નથી. જેમ કોઈ પતિપ્રાણા સ્રીની આંખ્યો પતિવિરહથી રડી રડીને લાલ થઇ હોય તેમ સૂર્ય-નારાયણના વિયોગથી આકાશ સુંદરીનાં નેત્રો લાલચોળ થઇ રહ્યાં છે. સામાન્ય દર્શકોને આ બાબત સાધારણ લાગે છે પણ જેને એ પરિવર્તનની સાથે સંબંધ છે; તેને સૂર્યાસ્ત જોઇ કંઇ કંઇ વિચારો થાય છે. એકાએક ત્યાં રાત્રીનો આ-રંભ થવા લાગ્યો. પશુ-પક્ષી અને માણસો સર્વ કોઈ શીઘ્ર-તાથી પોતપોતાનાં નિવાસસ્થાન તરફ જવા લાગ્યાં. મંદ મંદ ઠંડો પવન વહેવા લાગ્યો. આ વખતે બે સવાર તે પહાડી માર્ગ ઉપર—જે માર્ગ પેશાવરથી કાબુલ જાય છે— ગતિ કરી રહ્યા છે. તેમાં એક પુરુષ છે ને એક સ્ત્રી છે. સ્ત્રીની ઉમ્મર અઢાર વર્ષથી અધિક નથી. પુરુષ લગભગ પચ્ચીસ વર્ષની ઉમ્મરનો જણાય છે. તેનો ચહેરો ફીકકો ને નિસ્તેજ છે, માલમ પડે છે કે તે કોઈક કઠિન રોગ-માંથી હમણાંજ મુક્ત થયો છે. તેની લાંબી કાળી આંખ્યોથી દયાળુતા ને શહનશીલતા ટપકે છે. તેના વદન ઉપર ઘોર ચિંતા અને ઉદાસિનતા છાયી રહી છે, પણ જ્યારે તે પોતાની સાથે ચાલી આવતી સ્ત્રી તરફ નજર કરે છે, ત્યારે તેનો

ચહેરો પ્રફુલ્લિત થાય છે અને તેથી તેના પ્રેમનું કાંઈક અનુમાન થઈ શકે છે; કારણ કે પ્રેમ વિના બીજી કોઇ એવી ચીજ આ સંસારમાં નથી કે જે એકાએક એવું પરિવર્તન ઉપસ્થિત કરી દે. સ્ત્રીનું આખું શરીર બુરખાથી ઢંકાએલું છે; એટલે તેના સંબંધમાં કાંઇ વિશેષ ઉલ્લેખ થઈ શકતો નથી; પરંતુ જ્યારે તે બુરખાની જાળી દૂર કરી પોતાની સાથેના પુરુષ તરફ જુએ છે, ત્યારે વિજળીનો ચમકારો થયો હોય એમ લાગે છે અને ક્વચિત્ એમ માલમ પડે છે કે ચંદ્રમાનો એકાદ તેજસ્વી કકડો કાળાં વાદળાંઓમાં છૂપાઇ રહ્યો છે. ખીલતી યુવાવસ્થાથી તેનું સૌંદર્ય કેટલું કમનીય હશે તેની વાંચકો આટલા ઉપરથીજ કલ્પના કરી શકશે. પુરૂષે એક કાળો લાંબો ઝબ્બો પહેર્યો છે. માથા ઉપર એક ફેટકો અને કમ્મરે એક ન્હાની તરવાર લટકી રહી છે. પગમાં કાશ્મીરી જોડા અને તેના ઉપર પટ્ટી બાંધેલી છે. તેના પહેરવેશ ઉપરથી જણાય છે કે તે એ સીમાન્ત પ્રદેશનો નિવાસી છે, અબળાનો પોશાક પણ સુંદર જણાય છે કારણ કે સૂર્યનાં લાલ કિરણો બુરખાને ભેદીને તેના કપડાંનું કિમતીપણું બહાર વ્યક્ત કરે છે. બન્ને સવારો હિન્દુસ્થાનની સીમા છોડી એ સ્થાન ઉપર પહોંચ્યાં કે જ્યાંથી એક પહાડી પગ ડંડી સીધી ‘અલમાજદ’ નામક સ્થાન તરફ જાય છે. એ માર્ગ ચારે તરફથી ભયાનક વૃક્ષો વડે ઘેરાએલો છે. તેમાં વળી સંધ્યાએ આવી તેને વધારે અંધકાર અર્પી ભયંકર બનાવી

દીધો છે, બન્ને આરોહી ગામની શોધમાં અહીં તહીં ભટકી દૂર દૂર સુધી આંખ્યો ફાડી જોઈ રહે છે. આ તરફ સૂર્ય ભગવાન અસ્તાચળમાં જઇ પહોંચ્યા છે. આખા આસમાન ઉપર ઉદાસીની છાયા છાઇ રહી છે. જેમ જેમ અંધારૂં વધતું જાય છે તેમ તેમ બન્ને વધારે ગભરાતાં જાય છે; પણુ એટલામાં ચંદ્રનો પ્રકાશ ધીમે ધીમે પોતાનો પ્રભાવ જણાવી તે સ્થળની શ્યામતાને દૂર કરવા યત્ન કરતો પ્રતીત થાય છે. અબળા એ દૃશ્યને જોઇ બોલી–" નાથ! જણાય છે કે આપણે રસ્તો ભૂલ્યાં છીએ."

પુરુષે ઉત્તર દીધો–' પ્રિયે! એમ નથી, આપણે સીધે રસ્તેજ ચાલ્યાં જઇએ છીએ. તને યાદ હશે કે તે મુસાફરખાનાના માલિકે કહ્યું હતું કે દિવસ અસ્ત થતા થતામાંતો એક મોટા ગામમાં પહોંચી જશો.'

' પણુ માર્ગમાં એક કલાક તો આપણે આરામ લીધો હતો. તેણે તો એમ કહ્યું હતું કે જો ઉતાવળથી ચાલશો તો સંધ્યા સમયે પહોંચી જશો.'

' શું ત્યારે આપણે ખરેખર રસ્તો ભૂલ્યાં છીએ? મને ખેદ થાય છે કે મારી ભૂલને લીધે તારે આજની રાત આ જંગલમાં વીતાડવી પડશે.'

" એની તો મને જરાએ ચિંતા નથી. ફિકર માત્ર તમારી છે. તમે હમણાં બહુ કમજોર થઈ ગયા છો. બીમારીમાંથી ઉઠયાને તમને હજુ બહુજ થોડા દિવસ થયા છે, એટ-

લામાં તમે આવી ભયાનક આપદામાં ફસાઇ પડયા છો.”

પુરુષે ઉશ્કેરાએલા અવાજે કહ્યું–“ તારા જેવી આજ્ઞાકારિણી પત્નીને અર્થે જો મારો જીવ પણ ચાલ્યો જાય તો તેનું મને કાંઇએ દુ:ખ નહિ થાય; કેમકે પતિનો ધર્મ છે કે તેણે પ્રાણ જતાં પણ સ્ત્રીની પ્રત્યેક પ્રકારે રક્ષા કરવી. તે પરમપિતા પરમાત્માને હજારો ધન્યવાદ છે. કે જેણે મ્લેચ્છોના હાથથી બચાવી તને મારે આધીન કરી છે, ઠીક, હવે ઘોડાને જરા સતેજ કરો કે વેળાસર કોઈ ગામમાં પહોંચી જઈએ.”

વાચકો ઉપરના વાર્તાલાપથી સમજી ગયા હશે કે તે બન્ને પતિ પત્ની છે, અને કોઇ આપદ્‌માં ફસાવાના ભયથી નાશી છૂટેલાં છે. વાતચીત સમાપ્ત થતાંમાં તો બન્નેએ પોતાના ઘોડા તેજ કરી દીધા. થોડીવારમાંજ તેમને સામે દીવાનું તેજ જણાયું, જેનાથી પડોશમાં વસ્તી હોવાનો તેમને પૂરો વિશ્વાસ આવી ગયો. જોતજોતામાં તો તેઓ ગામમાં પહોંચી ગયાં, પણ ત્યાં જઇને જુએ છે તો ચારે તરફ નિસ્તબ્ધતા છાઈ રહી છે. કયાંઇ કોઈ મનુષ્ય નજરે પડતું નથી. ફરતાં ફરતાં બન્ને એક મોટા મકાનની સામે જઇ ચડયાં કે જે ધર્મશાળા હોવાનું અનુમાન થતું હતું. પુરુષ સવારે તેના દરવાજાના બારણા ઉપર શબ્દ કર્યો કે તરત તેનો માલિક બહાર આવ્યો ને તેણે પૂછયું–“ તમારે શાની જરૂર છે ? ”

“ રાતભર વિશ્રાંતિ કરવાને માટે થોડી જગ્યાની. ”

સરાના માલિકે તોછડાઈથી ઉત્તર આપ્યો–‘ તમે મને

શું આપી વાળવાના હતા ? મહેરબાની કરીને પાછા પધારો અહીં તમારે માટે જગ્યા નથી. સરા મહેમાનોથી ભરાએલી છે.'

'ત્યારે અમને કોઈ એવું સ્થાન બતાવો કે જ્યાં અમે સારી રીતે રાત વીતાડી શકીએ.'

'લાચાર છું એના ઉત્તરમાં પણ મારે ના કહેવી પડશે. ગામમાં કોઇપણ સ્થાન ખાલી નથી. અહીંના કેટલાક માણસોને તો આજે કિલ્લામાં રાત કાઢવી પડશે.'

પુરુષે આશ્ચર્યચકિત થઇ પૂછયું-'શું અહીંથી કોઇ કિલ્લો પણ નજદીક છે ? ત્યારે તો આશા રહે છે કે રાત કાઢવાને માટે ત્યાં જગ્યા મળશે.'

'હા, ભાગ્યપરીક્ષા કરી જુઓ, મારૂં ધારવું એવું છે કે ત્યાં પણ જગ્યા મળશે નહિ; કારણકે જ્યારે આવાં મુસાફરો આવે છે ત્યારે કોઇને પોતાના મકાનમાં સહજ પણ જગ્યા રહેતી નથી.'

'એવાં એ કોણ મુસાફરો છે ?'

'કુંવારી કન્યાઓ. ઠીક, પણ જો આપને અલમાજદના કિલ્લાપર જઇ ભાગ્યપરીક્ષા કરવી હોય તો અહીંથી સીધા ચાલી થોડે ગયા પછી જમણા હાથ તરફ વળવું કે તરત દુર્ગમાં જવાની સડક મળી જશે.' આટલું કહી તે ધર્મશાળાનો માલિક દરવાજો બંધ કરી અંદર ચાલ્યો ગયો.

આપણા બન્ને મુસાફરોએ નિરાશ થઈ ઘોડાઓને આગળ વધાર્યા. તે સરાના માલિકની વાતોથી પુરુષના હૃદય ઉપર ભારી પ્રભાવ પડયો હતો એ જોઈ તેની સ્ત્રી એવા યત્નમાં લાગી કે કોઈ પ્રકારે તેના હૃદયનો ભાર હલકો થાય.

પુરુષે ઘણા ચિન્તિત ભાવથી કહ્યું–' એ કુંવારી કન્યાઓ ક્યાંની ? કાંઇ એમાં સમજાતું નથી. '

' હું પણ તેની મતલબ કાંઇ સમજી શકતી નથી, કિન્તુ તે માણસે આપણને પેશાવરનાં નિવાસી સમજી મોટા કટાક્ષની સાથે 'કુંવારી કન્યાઓ'ની વાત કહી છે, તેની વાતોથી માલૂમ પડે છે કે પેશાવરના બાળકો પણ એ ભેદને જાણે છે અને જે જગ્યાએ એ કન્યાઓ મૂકામ કરે છે ત્યાં બીજા કોઇને રહેવાનું મળતું નથી, તેથી તેણે એક રાતને માટે પણ આપણને જગ્યા આપી નહિ."

' કાંઈ ફીકર નહિ, કિલ્લામાં આપણને જગ્યા મળી જશે."

તે પછી બન્ને જણાંએ પોતાના અશ્વોને સડક પરથી એક સીધી પગડંડી ઉપર ઉતારી દીધા. કેટલીકવાર તે રસ્તે ચાલ્યા પછી તે પગડંડી એક ભયંકર જંગલમાં જઇ નીકળી. બંન્ને તરફ મોટા મોટા ઘટાદાર વૃક્ષોએ મળી જઇને તે સાંકડામાર્ગને ઢાંકી દીધો હતો; કે જેમાં ચંદ્રમાનું એક કિરણ પણ પ્રવેશ કરી શકતું નહોતું ! એક તો જંગલનું ભયાનક દૃશ્ય અને તેમાં વળી માર્ગ ઉપર ઘોર અંધકાર. આકાશમાંના તારાઓ એક પછી એક અસ્ત થવા લાગ્યા.

કાળા કાળા વાદળાઓના ટુકડાઓએ ચંદ્રદેવના ચહેરા ઉપર કાળો નકાબ નાખી દીધો. ચારે તરફથી ઘનઘોર ઘટા છાઇ ગઇ. અને તરતજ મોટી મોટી ધારાઓ પડવા લાગી. મેઘની ગર્જના અને વિજળીના ચમકારાથી જંગલની નિસ્તબ્ધતાએ એવું ભયોત્પાદક દૃશ્ય ઉપસ્થિત કરી દીધું કે આપણા બન્ને સાહસી પથિકો કંપી ઉઠયા.

લગભગ અર્ધોકલાકના માર્ગ પછી જંગલ સમાપ્ત થયું અને પહાડ દેખાયો. આ બન્ને સવારોએ તેના ઉપર ચઢી જોયું તો કેટલેક દૂર કિલ્લામાંથી દીવાનો પ્રકાશ નીકળી રહ્યો છે, તેઓએ તે તરફ ચાલવા માડયું ને થોડીવારમાં તેના ફાટક ઉપર પહોંચી ગયાં. તેમને આવેલાં જોઇ એક માણસે દ્વારમાંથી બહાર માથું કાઢી પૂછયું–'શું ઇચ્છો છો?

પુરુષે ગદ્ગદિત સ્વરે કહ્યું–" મિત્ર! અમે બહુ દૂરથી આવીએ છીએ, જેથી છેક થાકી ગયાં છીએ. આજ રાતને માટે વિશ્રાંતિ સારૂ થોડી જગ્યા આપો તો મોટી કૃપા થશે. જુઓને, પેલા મુસાફરખાના વાળાએ અમને ન રહેવા દીવાં. "

" જેને લીધે તેણે તમને જગ્યા ન આપી તે બાબત અહીં પણ છે, કિન્તુ જો તમે એ વાતની પ્રતિજ્ઞા કરો કે જે જગ્યાએ હું તમને મુકામ આપું ત્યાંથી મને પૂછયા વિના તમારે કયાંઈ પણ જવું નહિ તો, મારા જીવના જોખમે આ સ્ત્રીના દુઃખના ખ્યાલથી હું તમને જગ્યા આપું. તમે જાણો છો કે ' કુંવારી કન્યાઓ ' આજ અહીં રહી છે, તેથી કોઈ

પણ મુસાફરને સ્થાન આપવું ને જીવ ઉપર ખેલવું એ બન્ને બરાબર છે.”

પતિપત્ની બન્નેએ એકસ્વર થઇ કહ્યું–‘ અમને આપની સર્વ બાબતો સ્વીકાર્ય છે. આપને હરકત થાય એવી રીતે અમે બિલ્કુલ વર્તીશું નહિ.’ એમ કહી બન્ને ઘોડાઓ ઉપ-રથી ઉતરી અંદર ગયાં. એક છોકરો આવ્યો ને ઘોડાઓને લઇ ગયો. પેલા દુર્ગરક્ષકે અંદર જઇ એક બુર્જનું તાળું ઉઘાડયું, તેને પાર કરી સવાર તે માણસની સાથે એક મોટા દાલાનમાં પહોંચ્યો, તેની અંદર એક ન્હાનકડો ઓરડો હતો જેને ઉઘાડી સૌ અંદર ગયાં, પછી ત્યાંથી કેટલીક અંધારી કોટડીઓ વટાવી એક આંગણામાં પહોંચ્યાં. તે સ્થળે એક મોટો પથ્થર પડેલો હતો; તેને ઉંચો કરી ત્રણે નીચે ઉતર્યાં, ફરી એક સુંદર ચોકમાં તેઓ પહોંચ્યાં. ત્યાં એક કોટડીનું તાળું ઉઘાડી ત્રણેએ તેમાં પ્રવેશ કર્યો. કિલ્લાના રક્ષકે પોતાના હાથમાંનો દીવો એક તાકામાં મૂકી કહ્યું–‘ હું તમને આ એકાન્ત સ્થાનમાં જાણી જોઈને લાવ્યો છું. કારણકે કોઇ પ્રકારે કોઇને ખબર જો પડી ગઈ તો મારો જાન મફતમાં ચાલ્યો જશે અને મારાં બાળ–બચ્ચાં ભૂખે મરી જશે. જુઓ, આ તમારે સુવાની જગ્યા છે, થોડીવારમાં હું મારી સ્ત્રીને મોકલું છું, તમારે જે ચીજોની આવશ્યક્તા હોય તે મંગાવી લેજો; પરંતુ મારી વિજ્ઞપ્તિ ઉપર પૂરેપૂરૂં ધ્યાન રાખજો. કાલે સવારે તે કુંવારી કન્યાઓ ચાલી જશે; અને કદાચ ન જાય

તોપણ હું ન કહું ત્યાં સુધી આ ઓરડી બહાર નીકળશો નહિ. પ્રતિજ્ઞા ભૂલી ન જવાય તેનો ખ્યાલ રાખજો.'

આ પ્રમાણે કહી તે દુર્ગરક્ષક ચાલ્યો ગયો. થોડીવાર પછી એક સ્ત્રી આવી. તેણે જોઈતી ચીજો આણી આપી; જ્યારે તે જવા લાગી ત્યારે પુરુષના મનમાં કુંવારી કન્યાઓની હકીકત પૂછવાનો વિચાર થયો, પણ એટલામાં તેનો પતિ આવી ગયો અને વાત જ્યાંની ત્યાં રહી ગઈ.

---

## પ્રકરણ ૨ જું.

---

### વિચિત્ર દુર્ગ.

દુર્ગરક્ષક આડી અવળી કેટલીક વાતો કરી પોતાની સ્ત્રી સહિત ચાલ્યો ગયો. તેના ગયા પછી તે દંપતીએ થેલીમાંથી કેટલોક મેવો કાઢ્યો અને બન્ને જણાંએ ખાઇ પાણી પીધું. પુરુષ બહુજ થાકી ગયો હતો; તેથી તે પલંગ ઉપર પડતાંજ ઉંઘી ગયો; કિન્તુ સ્ત્રીને અપરિચિત ઘરમાં નિદ્રા ન આવી. તે ઓરડીમાં અહીં તહીં ફરવા લાગી. થોડીવાર પછી તેની દૃષ્ટિ ઓરડી બહાર ગઈ તો એક લાંબો પુરૂષ આકાશ તરફ હાથ ઉંચો કરી પોતાની તરફ જોઇ રહેલો જણાયો. સ્ત્રીને પોતાની તરફ દૃષ્ટિ કરતી જોઇ એકાએક તે પુરૂષ ત્યાંથી ગુમ થઈ ગયો. સ્ત્રીને એ દૃશ્ય જોતાંજ આશ્ચય

થયું. તેણે વિચાર્યું કે પોતાના પતિને જગાડી સઘળી ઘટના કહી સંભળાવવી પણ ફરી વિચાર કરતાં તેને જગાડવો ઠીક લાગ્યું નહિ. કારણકે તે બહુજ થાકી ગયો હતો અને હમણાંજ તેની આંખ મળી ગઈ:હતી. થોડીવાર સુધી તો તે ભયાતુર બની થર થર કાંપતી રહી; પરંતુ પછી તે દિલને કઠિન બનાવી આગળ વધી અને દિવાલની પાસે ગઈ તો તેને માલમ પડયું કે દિવાલમાં એક ચોર દરવાજો છે અને તેની ઉપર એક પરદો પડેલો છે, પરદાને દૂર કરી તે દ્વાર ખોલ્યું તો તે એક સુસજ્જિત ઓરડામાં જઈ પહોંચી કે જે ઓરડાનો અંત એક સીડીના મોઢા ઉપર હતો, અને જેના ઉપર એક મોટી શિલા ઢાંકેલી હતી. પહેલાં તો તેણે તે પુરૂષની ખોળમાં ચારે તરફ દૃષ્ટિ દોડાવી, પણ જ્યારે કાંઇ પત્તો ન લાગ્યો ત્યારે તે સીડીના મોઢા ઉપરથી પત્થરને દૂર કરી તેણે નીચે ઉતરવાનો આરંભ કર્યો.

તે સીડી ગોળાકારે હતી. જ્યાં તે થોડાં પગથિયાં ઉતરી કે તરત હવાના એક આઘાતથી તેના હાથમાંનો દીવો બુઝાઇ ગયો, જેમ તેમ કરી તે ધીરે ધીરે નીચેના ઓરડામાં પહોંચી. ત્યાં ચારે તરફ ન્હાની ન્હાની ઓરડીઓ આવેલી હતી. જ્યાં તેણે સામેની ઓરડીમાં પગ મૂકયો કે તરતજ ભયથી તેને પ્રકંપ છૂટયો. ઓરડીના મધ્યમાં છત સાથે લગાડેલો એક તેજસ્વી લેમ્પ ઝગમગી રહ્યો હતો અને તેની વચ્ચો વચ્ચ એક શૂળી ઉભી કરી રાખી હતી, વળી પાસે કોઇને ફાંસીએ લગા-

વવાની એક રસી ભીંતની સાથે લટકી રહી હતી કે જેની નીચે અપરાધીને બેસવા માટે એક ઉંચી બેઠક બનાવવામાં આવી હતી. એક તરફ ખુણામાં માણુસને ચીરવાનું યંત્ર ગોઠવ્યું હતું. બીજા ખુણામાં સર્વ પ્રકારનાં હથિયારો સજાવીને મૂકી રાખેલાં હતાં. એક તરફ મોટો અરિસો લટકતો હતો. એક બાજુ જવાહિર, સોના–રૂપાનાં કિમતિ આભૂષણો અને હીરાની કેટલીએક વીંટીઓ વગેરે પદાર્થો રાખવામાં આવ્યા હતા. સ્ત્રીએ એ સઘળું જોઇને મનમાં કહ્યું–‘ અવશ્ય આ ચીજોમાં કંઇક રહસ્ય છૂપાએલું છે, કેમકે તમામ ચીજોનો ચળકાટ એક સરખો હોવાથી તે હંમેશ વપરાતી હોય એમ અનુમાન થાય છે. ’

તે પછી તે દીવાના પ્રકાશવાળી ઓરડીમાં પેઠી. ત્યાંનું દૃશ્ય અજબ હતું. ઓરડીના મધ્યભાગમાં મનુષ્યોનાં ત્રણ પિંજર ઉભાં હતા. બે તો ખાલી હાથે હતાં પરંતુ વચલા પિંજરના હાથમાં એક લાંબો ભાલો હતો. આ ભયાનક દૃશ્ય જોઇ તે સ્ત્રી ગભરાઇ ગઇ. ને એક ખુણામાં ઉભી રહી વિચાર કરવા લાગી–‘ અરે ! આ તો ભયંકરતાની અવધિ છે. અહીં કોઇ માણુસનું નામ નિશાન નથી. છતાં આ દીવાઓ કોણે પ્રકટયા હશે ? આ નર–પિંજર શા માટે રાખવામાં આવ્યાં હશે ? ” આમ વિચાર કરતી તે બે કદમ પણુ આગળ નહિ વધી હોય એટલામાં વચલા પિંજરે પોતાના હાથમાંનો ચળકતો ભાલો તેની તરફ લંબાવ્યો. બિચારી અબળા ચીસ

પાડતી એકદમ બહાર નીકળી અને ધ્રુજતી ધ્રુજતી એક બીજી ઓરડીમાં જઇ છુપાઇ ગઈ.

થોડીવાર પછી જ્યારે તેનું ચિત્ત ઠેકાણે આવ્યું, શરીરનું કંપવું ઓછું થયું, ત્યારે તે પિંજરવાળી ઓરડીમાં ગઇ પણ જ્યાં તે આગળ વધવા પગ ઉપાડે છે ત્યાં તો તે પિંજરે પુનઃ પોતાનો ભાલો ઉંચો કર્યો. સ્ત્રી પુનઃ પાસેની ઓરડીમાં જતી રહી.

આ વખતે તે જુદી ઓરડીમાં આવી ચઢી હતી. તેમાં પ્રકાશનું બિલ્કુલ નામ નહોતું. તેનું હૃદય કંપવા લાગ્યું. પોતાના પતિથી વિખુટા પડયાનો તેને અફસોસ થવા લાગ્યો. તે હતાશ થઇ અંધારામાં ચારે તરફ પાછા જવાનો માર્ગ ખોળવા લાગી; પણ એટલામાં સામેથી એક સ્ત્રી હાથમાં દીવો લઇ આવતી જણાઇ. જેમ જેમ તે પાસે આવતી હતી તેમ તેમ અંધારૂં દૂર થતું જતું હતું. તેને જોઇને તે બિચારી ભયભીત થઇ ઉઠી, કેમકે તેણે તેને દુર્ગરક્ષકની સ્ત્રી કલ્પી હતી કે જેની સાથે પોતાનો પતિ ‘આજ્ઞાવિના બહાર ન જવું’ એમ વચનબદ્ધ થઇ ચૂકયો હતો. જેમ જેમ તે વધારે નિકટ આવતી ગઈ, તેમ તેમ તેનો ચહેરો સ્પષ્ટ દેખાવા લાગ્યો. તેણે બરાબર ધારીને જોયું તો તેના દિલનો ગભરાટ શમી ગયો; કારણકે તે કોઇ સોળ સત્તર વર્ષની અપરિચિત અબળા હતી, તેના ચહેરા ઉપર ક્લેશ અને ચિંતાની છાયા સ્પષ્ટ વ્યક્ત થતી હતી, તે ધીમે ધીમે ચાલી પિંજરવાળી

ઓરડીમાં આવી અને ત્યાંનું ભયાનક દશ્ય જોઇ તે ચીસ પાડી બેસી ગઇ, પોતાના હાથમાંને દીવો નીચે મૂકી વિલાપ કરવા લાગી—' અરે, અભાગી કુન્દન ! તારા ઉપરની મુસીબતો વધતીજ જાય છે. તારા મનમાં જે અલમાજદના કિલ્લામાંથી નાશી જવાનો મનસુબો બંધાઇ રહ્યો છે તે તદ્દન અસંભવિત છે. વ્હાલા મોહન ! તને તારી કે મારી ઇજ્જતનો જરા પણ ખ્યાલ નથી; તને શું માલમ કે તારી કુન્દન આ આપદામાં ફસાઇ છે. મોહન ! સત્વર આવો ને તમારી પ્રેમિકાને મુક્ત કરો.........પણ અરે ! હું આ કોને કહું છું ? તેઓ શું જાણતા હશે કે તેમની વ્હાલી આ જાદુઈ કિલ્લામાં કેદ છે ? અરે ! શું ત્યારે મારે તેમની આશા છોડી જ દેવી ? શું અમે બન્ને હવે સદાને માટે એક બીજાથી જુદાંજ થઇ ગયાં ? હાય ! મારૂં જીવન વ્યર્થ થઇ ગયું ? કુટિલચક્ર ! તેં મારૂં સત્યાનાશ કરી દીધું ! વ્હાલા તમને મારા વિયોગથી બહુ દુઃખ થશે ! આ ભેદી દુર્ગમાંથી નાશી જવાનો મનસુબો વૃથા છે. હાય ! તમારા પ્રેમની પિપાસિની આ પ્રકારે દુઃખ વેઠી રહી છે. શું આ કિલ્લો જમીન ઉપર છે ? ના, ના, હું કોઇ વિલક્ષણ સ્થળે આવી ચઢી છું. શું સંસારમાં આવાં જાદુઈ સ્થળ પણ છે ? ઓ પ્રેમ ! તારૂં સત્યાનાશ જાય ! ! તારે લીધેજ હું આ સ્થળે સપડાઇ ! "

થોડીવાર સુધી આ પ્રમાણે વિચાર કરી કુન્દન દીવો ઉઠાવી ઉભી થઇ. તેણે નિશ્ચય કર્યો કે " આ પ્રેમપરીક્ષણના

કઠિન માર્ગમાંથી જરા પણ ડગવું નહિ. ગમે તો આખો સંસાર લાજવિનાની કહે કે સારી દુનિયાંની મુસીબતો પર્વતરૂપ ધરીને માથા ઉપર આવી પડે ! ઓ કાળ ! તું કયાં છે ? જલદી....'

હજુ તે પોતાનું કથન સમાપ્ત કરી રહી નહોતી એટલામાં ફર્શના એક પાટીઆના અવાજ સાથે એક વૃદ્ધ માણસ બહાર નીકળી આવ્યો, તેની સફેદ દાઢી પેટ સુધી લાંબી લટકી રહી હતી અને માથા ઉપરના લાંબા લાંબા વાળો ગરદનની નીચે ઝુલી રહ્યા હતા. તેણે ભૂરા રંગનો પગ સુધી એક લાંબો ઝભ્ભો પહેર્યો હતો. કુન્દન તેને જોતાંજ એક ચીસ પાડી ડરી ગઇ. તેને ભયભીત જોઇ એ નવાંગતુક બુઢ્ઢાએ કહ્યું–"ડરીશ નહિ કુન્દન ! હું તને નુકસાન નહિ પહોંચાડું આમ કંટાળવાથી કાંઇ આ દુર્ગમાંથી છુટકારો થઇ શકશે નહિ. "

" નિસ્સંદેહ આ દુર્ગમાંથી છુટકારો અસંભવિત છે ! તું ગમે તે હો, પણ આ દુખિયારી અબળાની પ્રાર્થનાનો સ્વીકાર કરી તેના ઉપર અનુગ્રહ કર; કેમકે તેને બળાત્કાર પૂર્વક તેના સ્વામી પાસેથી પકડવામાં આવી છે."

" તારી સર્વ વાતની મને માહિતી છે. મારાથી કાંઇ છૂપૂ નથી, પણ એ તો કહે કે હમણાં રોતાં રોતાં તારી જબાન ઉપર કયા આદમીનું નામ હતું ? "

કુન્દને શરમાઇ જઈને કહ્યું–' ગોવિંદનારાયણ શાહદેબના ઉત્તરાધિકારીનું.'

'શું ગોવિંદનારાયણ શાહદેવના પુત્ર મોહનનારાયણની સાથે તારે પ્રેમ છે?'

કુન્દને તેનો કાંઇ પણ જવાબ આપ્યો નહિ. તેના ચહેરાનો રંગ ક્ષણ ક્ષણમાં બદલાવા લાગ્યો. તેણે મનમાં કહ્યું–'નથી સમજાતું કે આ પુરુષ મારો શુભચિંતક છે કે અશુભચિંતક! માટે જ્યાં સુધી તેની ખરી ખાત્રી ન થાય ત્યાં સુધી મારે મારી હકીકત જણાવવી ઉચિત નથી.'

બુઢ્ઢાએ તેને નિરૂત્તર જોઇ કહ્યું–'જણાય છે કે તું હજુ ડરે છે. પણ તારે એટલું નક્કી સમજી રાખવું કે હું તને કોઇ પ્રકારે કષ્ટ આપવા ચહાતો નથી. પુત્રી! તારી દુઃખપ્રદ કથાએ મને લાચાર બનાવી દીધો છે. મારાથી બનશે ત્યાં સુધી હું તને સહાયતા આપીશ."

કુન્દને વિનીતભાવથી કહ્યું–'મહાપુરુષ! ક્ષમા કરો. આપની ઉપર વિશ્વાસ કરવામાં મેં જે કાંઇ ખામી દેખાડી છે તે માટે હું ક્ષમાપ્રાર્થિની છું.'

'અરે! ના, ના, એમાં હું કાંઇ બુરૂં માનતો નથી. સમય બહુ થોડો છે. હું જે કાંઇ પૂછું તેનો મને શીઘ્રતાથી સ્પષ્ટ ઉત્તર આપ.'

'બહુ સારૂં પૂછો.'

'ઠીક, પહેલાં તો તું એ કહે કે તું કોણ છે?'

'મારૂં નામ કુન્દન છે. જ્યારે હું દશ વર્ષની થઇ ત્યારે મારી માતાનો દેહાન્ત થઇ ગયો. પિતાએ દ્વિતીય વિ-

વાહ કર્યો; પરંતુ મારી વિમાતા મારી સાથે નિષ્પ્રયોજન કલહ કરતી હતી. તેથી પિતાએ મને પોતાના મિત્ર ગોવિન્દ નારાયણશાહને ત્યાં મોકલી દીધી અને આજ છ–સાત વર્ષથી હું ત્યાં રહું છું.'

'શું ગોવિન્દનારાયણ શાહદેવને તમારા આ પ્રેમની ખબર છે?'

'ના.'

'ત્યારે શું મોહનનારાયણે તને વિવાહ કરવાનું વચન આપ્યું છે?'

'હા, પણ હું એક એવા માણસની કન્યા છું કે જેની લોકોની દૃષ્ટિમાં કાંઇપણ પ્રતિષ્ઠા નથી.'

'તેથી શું થયું? પોતાની આબરૂનો વિકાસ ને ધ્વંસ પોતાના હાથમાં છે. તારા આટલા પરિચયથી મેં જાણી લીધું છે કે તું સાક્ષાત્ ધર્મની દેવી છે! હું તેટલા સાટે તને સહાયતા આપવા તૈયાર થયો છું. તારે જાણવું જોઇએ કે આ કિલ્લો પેશાવરના શાહ શાહમહમ્મદનો બનાવેલો છે. આ દુર્ગમાંથી નાશી જવું તદ્દન અસંભવિત છે. આ કિલ્લામાં એવી કેટલીએ વિલક્ષણ ભેદી કોટડીઓ બનાવવામાં આવી છે કે માણસ તેમાંથી કદીપણ નીકળી જઇ શકતો નથી. પ્યારી પુત્રી! એ ખરૂં છે કે આનો એક સુરંગવાળો રસ્તો ક્યાંઇક જંગલમાં જઇને નીકળે છે, પણ મારી આખી ઉમ્મર એ રસ્તો ખોળવામાં નીકળી ગઇ છે, કિન્તુ તેનો પત્તો

લાગી શકયો નથી. જો પત્તો લાગ્યો હોત તો શું આજ હું આ બંદીખાનામાં હોઇ શકત ?'

'જ્યારે તમે પોતે કેદી છો ત્યારે ભલા મારી સહાયતા શું કરી શકશો ?'

'એ કલ્પના અત્યારે તારાથી થઇ શકશે નહિ.'

'ત્યારે એ જણાવો કે તમે કોણ છો ?'

'તે પણ ન પૂછીશ. આજ પછી એ વાતની તારે મારી સાથે કદી હઠ કરવી નહિ, હું બની શકશે તે પ્રમાણે તને નિર્મુક્ત કરવા કોશીશ કરીશ. જા, વખત ઘણો થઈ ગયો છે, જે રસ્તે તું આવી છે તેજ રસ્તે ચાલી જા. સાવધાન! એટલું કહી તે બેએક ડગલાં આગળ વધ્યો, પણ તરત પાછો ફરી કુન્દનને એક વીંટી દેખાડી બોલ્યો ' શું તું આને ઓળખે છે ? જો, આ વીંટીની ઉપર ફારસીમાં કાંઇક લખ્યું છે.'

'ઓહો ! આ તો હું કદી નહિ ભૂલી શકું. ખરેખર આપ મારા શુભચિંતક છો.'

'બસ! મારે તને એજ સમજાવવાની મતલબ હતી. અહીંથી કાબુલના માર્ગમાં તને જે કોઇ આ મુદ્રિકા દેખાડે તેના ઉપર વિશ્વાસ કરી તે જેમ કહે તેમ કરવાનું ધ્યાનમાં રાખજે.'

'મારા શુભચિંતક! હવે મારા હૃદયમાં કાંઇક આશાનો સંચાર થાય છે. હું સદા તમારી આજ્ઞા પ્રમાણે

ચાલીશ. તમને આ અબળાની સહાયતા બદલ ઇશ્વર બદલો આપશે.'

'મને બદલાની કાંઇ જરૂર નથી, તેમ હું કાંઇ ચ-હાતો નથી. ઠીક સલામ!' એટલું કહી તે બુઢ્ઢો ત્યાં ને ત્યાં ગયબ થઈ ગયો અને કુન્દન પાછી જવા માટે માર્ગની શોધમાં પડી.

આટલા વખત સુધી આ વાર્તાની પ્રધાન નાયિકા એક ખૂણામાં છુપાઇ રહીને બધું સાંભળી રહી હતી તે બહાર નીકળી પોતાના પતિ પાસે જવા માટે માર્ગ ખોળવા લાગી. તેણે એક ઓરડીમાં પ્રવેશ કર્યો, પણ તે ઓરડી તદ્દન અ-પરિચિત હતી. તેમાં એક દીવો બળતો હતો અને તેના વડે દીવાલમાં જડી રાખેલી એક સંગેમરમરની ન્હાની શિલામાં આ પ્રમાણે અક્ષરો ચળકી રહ્યા હતા.—

"કાબુલના અમીરના વારંવારના દબાણને ન ગણતાં સુલતાન મહમ્મદના પુત્ર શાહજાદાએ પોતાના એક કાફિર દોસ્તની સલાહથી ખંડણીમાં કુંવારી કન્યાઓ આપવાનું ના મંજુર કર્યું; તેથી તેને આ સ્થળે ગુપ્ત રીતે કેદ કરવામાં આવ્યો છે."

તે સ્ત્રી આ શિલા વાંચી બહુ વિસ્મિત થઇ. તેણે મનમાં કહ્યું 'જ્યાં જુઓ ત્યાં કુંવારી કન્યાઓનીજ વાત છે! હમણાં એક વૃદ્ધ ડોસો એક કુંવારી કન્યા સાથે વાત કરી ગયો છે. વળી આ દિવાલમાં પણ એજ રામકહાણી છે!'

પછી તે પોતાના સ્વામી પાસે જવા તૈયાર થઈ. એક પછી એક અંધારી ભયાનક કોટડીઓ પસાર કરવા માંડી; પણ તેનો છેડો લંબાતો ગયો. તે એ કિલ્લાની વિલક્ષણતાથી કંટાળી ગઇ હતી. છેવટે તેણે એક બંધ કોટડી ઉઘાડી તો તેમાં એક પ્રકાશમાન દીપક બળી રહ્યો હતો. અને જે વૃદ્ધ દાઢીવાળો માણસ કુન્દનની સાથે વાતો કરતો હતો તે તેમાં આંખ્યો બંધ કરીને બેઠો હતો. પોતાની ઓરડીનું દ્વાર ઉઘડતાંજ તેણે આંખ્યો ઉઘાડી અને આવનાર અબળાને પૂછ્યું:– 'કનકલતા! શું તું આજ આખી રાત આ કિલ્લામાં ફર્યાજ કરીશ?'

પોતાના નામની આ માણસને ક્યાંથી માહિતી હશે તેનો વિચાર કરતી કનકલતાએ જવાબ આપ્યો–'નિસ્સંદેહ! મારી ઇચ્છા આનાં રહસ્યોને ખોળવાની છે. શું આપ કાંઈ બતાવી શકો છો?'

'હજુ સમય આવ્યો નથી, જેથી હું કાંઇ કહી શકતો નથી. પણ જો કોઇ ખાસ વાત પૂછીશ તો તેનો જવાબ હું અવશ્ય આપીશ. તારી કોઈ પણ વાત મારાથી છાની નથી. હું જે કાંઇ પૂછું તેનો મને સ્પષ્ટ જવાબ આપજે. આજની આખી રાત મેં તારી પાછળ પાછળ ઘુમવામાં વીતાડી છે.'

કનકલતાએ વિનીત ભાવથી કહ્યું–'હું આપની આજ્ઞાને આધીન છું; કૃપા કરી મારા થોડા સંશયને દૂર કરો.'

'એ તો મેં તને પહેલાંજ કહી દીધું છે કે જે કાંઇ

આવશ્યકીય હશે તે હું તને અવશ્ય કહીશ.'

'ત્યારે પહેલાં તો આ કુંવારી કન્યાઓની હકીકત જાણવા હું ઈચ્છા રાખું છું. તેઓ કોણ છે અને તેમના સંબંધમાં આ શી ધમાલ છે? વળી જે ઓરડીમાં મેં બહુ મૂલ્યવાન જવાહિરો જોયાં છે તે કોનાં છે અને શા માટે ત્યાં રાખવામાં આવ્યાં છે? ત્રીજું, જે આદમીઓનાં ત્રણ પિંજર છે તેનો શો હેતુ છે? વળી વચલા પિંજરે મારી તરફ પોતાનો ભાલો વધાર્યો હતો, તેમાં શું રહસ્ય હશે? આ બધી હકિકત અને તે ઉપરાંત આપ કોણ છો અને આ કિલ્લામાં શા માટે રહ્યા છો; તે સઘળું હું જાણવા ઇચ્છા રાખું છું."

કનકલતાના એ પ્રશ્નો ઉપરથી તે વૃદ્ધે કહ્યું–' તને એ તો માલમ હશે કે કાશ્મીરને માટે અજીમખાં દુરાની અને મહારાજા રણજીતસિંહની સેનામાં કેવી રીતે રક્તપાત થયો હતો. જુબ્બારખાંની ક્રૂરતા કાશ્મીરનાં બાળકો પણ જાણે છે. એક સમય એવો હતો કે કાબુલ અને કાશ્મીરમાં ઘનિષ્ટ સંબંધ હતો. કાબુલના દુરાની વંશજો કાશ્મીરનું રાજ્ય કરતા હતા. અને ન્હાના પ્રકારનાં કપટો દ્વારા પોતાની વિલાસિતાને તૃપ્ત કરવા કેટલીએ યુવતિયોના સતીત્વનું હરણ કર્યાં કરતા હતા. મહારાજા રણજીતસિંહે ઘણી કઠિનતાથી એ પ્રથાનો નાશ કર્યો. કાશ્મીર યુદ્ધમાં જ્યારે અજીમખાં સીખો દ્વારા પરાસ્ત થયો, ત્યારે સીધો કાબુલ તરફ નાશી ગયો. કેટલાક

દિવસ તેણે ત્યાં ગુપ્ત રહ્યા પછી હિન્દુઓ પાસેથી બદલો લેવાની એક બીજી યુક્તિ કાઢી. કાબુલનો શાહ તેનો સંબંધી હતો. તેને ઉશ્કેરીને પેશાવરમાં વસતા હિન્દુઓ ઉપર અત્યાચાર કરવાનો તેણે વિચાર કર્યો. પણ ત્યાંના શાસક શાહ મહમ્મદે એમ કરવાનો ઇન્કાર કર્યો, જેથી તેને કાબુલમાં થોડા દિવસ શાન્તપણે રહેવું પડયું. પાછળથી ઇ. સ. ૧૮૧૫ માં તેણે લશ્કર જમાવી પેશાવર ઉપર ચડાઇ કરી. સીમા ઉપર મોટું યુદ્ધ થયું. પેશાવરના અધિકારી શાહમહમ્મદને એવો વિશ્વાસ હતો કે મહારાજા રણજીતસિંહ તરફથી કાંઇક મદદ મળશે; પરંતુ એમ થયું નહિ. મહારાજાએ કયા કારણથી મદદ ન આપી એ જણાયું નહિ. લડાઇ ઘણી ભયંકર થઈ. પેશાવરના હિન્દુઓએ લઢવામાં બાકી રાખી નહિ, કિન્તુ વિજયલક્ષ્મી કાબુલિયોના હાથમાં ગઇ. પેશાવરનો શાસક યુદ્ધમા માર્યો ગયો. સલાહની વાત ચાલી. આર્યદ્રોહી સુલતાન મહમ્મદ શાહમહમ્મદના પુત્ર " શાહજાદા "નો સલાહકારક નિમાયો. કાબુલિયોએ એવી સરત લખાવી કે ખંડણી સાથે પચ્ચીસ કુંવારી હિન્દુ કન્યાઓ દરેક વર્ષે મોકલવી. જો કે એ સરત તે સગીર ઉમ્મરના પુત્રે સ્વીકારી નહિ, કિન્તુ કેટલાક યુસૂફજમઇ સરદારોની સલાહ લઇ સુલતાન મહમ્મદે એ સંધી પત્ર ઉપર હસ્તાક્ષર કરી આપ્યા. બસ, એ દિવસથી દરેક વર્ષે પચ્ચીચ કુંવારી કન્યાઓ મોકલવાનો પ્રબંધ થઇ ગયો અને બિચારા હિન્દુ-

ઓનાં રક્ત તેમનાથી અલગ કરવાની પ્રથા પડી ગઇ. સાલ આખરે જ્યારે એ કન્યાઓ મોકલવામાં આવે છે ત્યારે ચારે તરફ એવો મનાઈ હુકમ ફેરવવામાં આવે છે કે જ્યાં તેઓ રસ્તામાં રાત વાસો રહી હોય ત્યાં કોઇ પણ અપરિચિત પુરુષે રહેવું નહિ. જેઓ આ હુકમ નથી માનતા તેમને મહાગંભીર દંડ–શિક્ષા થાય છે. તમને આ દુર્ગરક્ષકે એટલા માટેજ સખ્ત ચેતવણી આપી છે.'

'બસ, હવે હું બધું સમજી ગઈ. પણ કુન્દન–બિચારી દુખિયારી કુન્દન....' તેનાથી વધારે બોલાયું નહિ. ડોસાએ એ જોઈને કહ્યું–'તારા હૃદયમાં તેને માટે જ્યારે આટલી લાગણી છે, ત્યારે પ્રતીત થાય છે કે તેનું દુઃખ જરૂર દૂર થઇ જશે. હું ભવિષ્યવાણી કહું છું કે તારા હાથથી તેનો ઉદ્ધાર થશે. તેં મારી તેમજ કુન્દનની વાતચીત સાંભળી છે. હવે એવો સમય તારે હાથથી ન જવા દેવો એ તારૂં કર્તવ્ય છે.'

'ભલા, હું અબળા શું કરી શકું ?'

'અરે, પુત્રી ! તું ભૂલે છે. મારી ભવિષ્યવાણી જરૂર સાચી થવાની છે. આ નિન્દનીય અત્યાચારી પ્રથાને ઉખેડી નાંખવાનો યશ તારા ભાગ્યમાંજ લખાએલો છે. તું અને તારો પ્રિયતમ કનકસિંહ.........."

આ નામ સાંભળતાંજ કનકલતાએ શરમથી મસ્તક નીચું નમાવી દીધું. તે મનમાં વિચાર કરવા લાગી કે આ

બુઢ્ઢાને મારા પતિનું નામ પણ ક્યાંથી માલમ પડયું હશે?' તેણે પૂછયું-'આપને મારા સ્વામીનું નામ ક્યાંથી વિદિત થયું? મારી દરેક વાત આપ શી રીતે જાણી શકયા? આ વિચિત્ર દુર્ગ જોઈને મને આશ્ચર્ય થાય છે!'

'એમાં આશ્ચર્ય જેવું કશું નથી. પણ કનકલતા! મારા સંબંધમાં તું કાંઇ પૂછીશ નહિ. કુન્દનને કહ્યું છે તેમ તને પણ કહું છું કે મારી સાથે કોઈ બાબતની હઠ કરીશ નહિ. અત્યારે સમય બહુજ થઇ ગયો છે; હવે આપણે એક બીજાથી અલગ થવું જોઇએ. જુદા પડતાં પહેલાં એક અગત્યની સૂચના કરૂં છું કે આ બધી બાબત કોઈને કહીશ નહિ.'

'શું મારા સ્વામીને પણ ન કહેવી?'

'ના, જે વાતો અહીં થઇ છે તેમજ જે કાંઇ તેં અહીં જોયું છે તે બધું કનકસિંહને એકદમ જણાવવું નહિ. સમયાનુસાર સર્વ વાતો અનુકુળતા પ્રમાણે જણાવવી, કેમકે તેનું હૃદય ઘણું કોમળ છે.'

'નિસ્સંદેહ! તેમનું હૃદય બહુ કોમળ છે, તેમાં વળી તે હમણાંજ બિમારીમાંથી ઉઠયા છે, તેથી બધી બાબત એક સાથે જણાવવાથી હૃદય ઉપર અસર થવાનો ડર છે.'

ડોસાએ એ પ્રકરણનો અંત લાવવાના ઉદ્દેશથી મુદ્દાની વાત ઉપર આવતાં કહ્યું-'હવે કુન્દનની મુક્તિના સંબંધમાં શું કરવું તે સાંભળી લે, જ્યારે કાલ સવારે તમે અહીંથી

રવાના થાઓ ત્યારે જે પરદાની પાછળ તેં ચોર દરવાજો દીઠો હતો, ત્યાંથી તને કાગળનું એક મોટું બંડલ મળશે. જ્યારે તમે બુત્ખાક ( એક સ્થળનું નામ છે. ) માં પહોંચો ત્યારે તેને ખોલી તેમાંના એક બંધ પાકીટમાંથી એક કોરો કાગળ કાઢજો પાકીટમાં માત્ર એ એકજ કાગળ હશે. અગ્નિ ઉપર તેને તપાવવાથી તેમાંથી અક્ષરો ઉત્પન્ન થશે, જે પ્રમાણે તેમાં લખ્યું હોય તે પ્રમાણે તારે કામ કરવું. અગર જો કે તને વચ્ચે વચ્ચે ઘણી આપદાઓ પડશે કિન્તુ તેથી ગભરાવું નહિ. તને અવશ્યમેવ સફળતા પ્રાપ્ત થશે. જો આ છાની વાત તેં કોઇની પાસે પ્રકટ કરી તો તારૂં મૃત્યુ પણ અવશ્ય થશે, એ લક્ષ્યમાં રાખજે, પ્યારી પુત્રી ! હવે જા.' આટલું કહી બુઢ્ઢો એક બીજી કોટડીમાં ચાલ્યો ગયો અને અંદર જઇને તેણે કમાડ બંધ કરી દીધાં. કનકલતા પણ બહુજ વિચાર કરતી કરતી પિંજરાઓ વાળી ઓરડીમાં આવી અને ત્યાં પડેલી પોતાની બત્તીને સળગાવી. ખોળતાં ખોળતાં તેને પહેલાંનો માર્ગ મળી ગયો. તે માર્ગે થઇને તે પોતાના પતિની પાસે પહોંચી ગઇ. કનકસિંહ તો ભરનિદ્રામાં પડયો હતો. કનકલતા પણ શ્રમિત થએલી હોવાથી તરત સુઇ ગઈ; અને એક ક્ષણમાંજ નિદ્રાને આધીન બની ગઇ.



# પ્રકરણ ૩ જું.

## વાર્તાલાપ.

રાત વીતી. સવાર થયું. પ્રાતઃકાળનો મંદ વાયુ વ્હાવા લાગ્યો. પૂર્વ તરફથી સૂર્યનારાયણ શિર ઉપર સોનેરી તાજ રાખી નીકળી પડયા. અલમાજદ અને તેની આસપાસનાં સ્થાન—વનવૃક્ષ રાતના ઝાકળથી ન્હાઇ ધોઈ પવિત્ર થઈ શોભવા લાગ્યાં. અલમાજદના કિલ્લાના ભયંકર બુરજો સ્પષ્ટ દેખાવા લાગ્યા. દુર્ગરક્ષક અને તેની સ્ત્રી પોતાનાં મહેમાનોને માટે માથા ઉપર મેવાનો એક એક કંડિયો લઇ ઉપસ્થિત થયાં. કનકસિંહે બહુ આનંદથી તેમને ધન્યવાદ આપ્યો. દુર્ગરક્ષકે જતી વખતે કહ્યું–'તમે ગભરાશો નહિ. હવે બે કલાકની વાર છે.'

તેના ગયા પછી કનકસિંહે પોતાની સ્ત્રીને પૂછ્યું—'કહે, વ્હાલી! રાત તો આરામથી વીતીને?'

કનકલતાએ જવાબ આપ્યો—'એ તો પૂછવુંજ વ્યર્થ છે. જ્યાં તમે હો ત્યાં મને દુઃખ હોય કે? સ્ત્રીને જો પતિની સાથે રહેવામાં દુઃખનો અનુભવ થાય તો નક્કી જાણવું કે તેમની વચ્ચે ખરી પ્રીતિ નથી. દંપતીની વચ્ચે સદૈવ સ્નેહ સૌખ્ય હોવુંજ જોઇએ. તે દુષ્ટ પૈનખાં કે જે જબરદસ્તીથી મારા મકાન ઉપર ચડી આવ્યો હતો, તેને જો તમે છતથી ન ધકેલી દીધો હોત તો તે મારી શું દુર્દશા ન કરત?

વ્હાલા ! તમે અસાધારણ પુરુષાર્થનું કામ કર્યું છે, ઇશ્વરે મારા ધર્મની રક્ષા કરવાનું ધાર્યું હશે, તેથીજ તમે વખતસર આવી પહોંચ્યા. જો કે એતો સ્રીનો ધર્મજ છે; કિન્તુ હું તમને મારા પ્રાણથી પણ અધિક ચાહું છું.'

'એ તો મારાથી બિલ્કુલ અજાણ્યું નથી કે તું મને તારા જીવથી પણ વધુ ચાહે છે, કિન્તુ મને ખેદ માત્ર એટલોજ થાય છે કે જીન્દગીમાં કપટથી કામ લેવાનો આ પહેલોજ અવસર આવ્યો છે.'

કનકલતા દુઃખિત થઇ બોલી—"પોતાની ગુમ થઈ જતી વસ્તુને જો કોઈ કળ વા છળથી બચાવે તો શું તેને કપટ કહી શકાય ? નહિ. હા, પરાઇ વસ્તુને કપટથી પોતાની બનાવવી હોય તો તેમાં મહાન્ દોષ રહેલો છે, કિન્તુ પોતાની વસ્તુને સાચવવામાં ગમે તેમ વર્તવું પડે તેમાં કાંઇ દોષ નથી. મને અફસોસ :થાય છે કે તમારા મગજમાં આવો ખોટો ખ્યાલ ભરાઇ ગયો છે !"

"પણ તું રખે એમ સમજતી કે હું એવા ખ્યાલથી વિવાહ બંધનમાં બંધાઇ વ્યર્થ આપદામાં ફસાયો છું એમ માનતો હોઉં ! તારે નક્કી જાણવું કે સુખ અને દુઃખ બન્ને આ જીવનની સાથેજ છે અને તે ક્રમ પ્રમાણે ભોગવાય છે. સ્રી પુરુષનું જોડું જગત્કર્ત્તા બ્રહ્માએ કેવળ સૃષ્ટિની વૃદ્ધિના વિચારથીજ નથી બનાવ્યું કિન્તુ એ જોડાનો એક સુખોદ્દેશ્ય એ પણ છે કે જો સ્રીને દુઃખ હોય તો પુરુષ સહાયતા કરે

અને પુરુષને દુઃખ હોય તો સ્ત્રી મદદ કરે. મારા કહેવાની મતલબ એ છે કે અત્યાર સુધીમાં મેં જે કાંઇ તારે માટે કર્યું છે તે કેવળ મારા કર્તવ્યાનુસારજ કરેલું છે. પરંતુ આ દિલ એક ચળકતો આયનો છે અને મારી જીંદગી અત્યાર સુધી બહુ સરલતાથી વીતી છે, તેથી જ્યારે આ છળ–કપટનો વિચાર આવે છે, ત્યારે આયના ઉપર કાંઇક મેલ દેખાવા લાગે છે અને તેથી એવો ખ્યાલ થાય છે કે આ સંસારજ કપટમય છે. અહીં રહીને કોઇ કદી અસત્યથી બચી શકતું નથી. મને દુઃખ પણ એજ બાબતનું થાય છે, પરંતુ વ્હાલી! પૈનખાંને એટલી હિંમત કયાંથી થઈ કે તે તારા મકાનની ઉપર ચડી ગયો અને તારા ઘરના લોકો તેને કાંઈ કરી શકયા નહિ!?"

'શું કરે બિચારા? એક એક માણસની પાછળ બે બે મુસલમાન સિપાઇઓ તરવારો લઇ ઊભા હતા. મારા તો ભલા વિવાહ થઇ ગયા હતા, છતાં આટલો જુલ્મ થયો; પણ જે લોકોની કન્યાઓ કુંવારી છે તે લોકોને તો જીવ બચાવવો પણ મુશ્કેલ છે. આ જુલ્મને લીધેજ અહીંના લોકો ન્હાની ન્હાની કન્યાઓને પરણાવી દઈ ઝટ તેમને સાસરે મોકલી દે છે. આપે જોયું હશે કે અહીં કોઇ સારૂં મકાન નથી. એનું કારણ એ છે કે જો કોઇની શ્રીમંતાઈ બહાર દેખાઈ આવે તો અત્યાચારી મુસલમાનો તેના ઉપર લુંટ ચલાવે છે. શું કરૂં? એ અત્યાચારીઓએ તો અહીંના લો-

કોને ત્રાસ પોકરાવ્યો છે. આપણા નાસી છુટયા પછી મારા ઘરના લોકો ઉપર કેટલોએ જૂલ્મ થયો હશે. ”

‘ પણ હજુ હું નથી સમજી શકતો કે એ અફગાની પૈનખાંને એકદમ ઘર ઉપર ધસી આવવાની હિમ્મત કયાંથી થઇ ? ’

‘ બધી વાત મેં કહી સંભળાવી કિન્તુ જણાય છે કે આપને મારી વાત ઉપર વિશ્વાસ આવતો નથી. ’

‘ ના, ના, એમ ન બોલ, મને તારી વાતનો પૂરો વિશ્વાસ છે, તારે દિલગીર થવાની જરૂરજ નથી, તારો મારી તરફનો પ્રેમ અને ભક્તિ વખાણવા લાયક છે. ’ કનકલતાનું ચિત્ત ચાલતી વાતથી ફેરવવા માટે વળી તેણે કહ્યું–‘ હવે મને એક વિશેષ ચિંતા એ થાય છે કે દુષ્ટ પૈનખાં કયાંઈ બીજા ઉત્પાત કર્યા કરશે. ’

‘ સ્ત્રિયોના સ્વભાવ પ્રાકૃતિક સરલ હોય છે, સહજમાં તે રડવા લાગે છે, તો સહજમાં તે હસવા લાગી જાય છે. પોતાની પહેલી વાતને ભૂલી કનકલતાએ કહ્યું–‘ મને લાગે છે કે તે જરૂર આપણી પાછળ પડશે. ’

‘ પાછળ પડીને શું કરશે ? આપણે એટલે બધે દૂર નીકળી આવ્યાં છીએ કે તેને પત્તા લાગી શકશે નહિ. ’

‘ આપનું એ અનુમાન ભૂલ ભરેલું છે. આ મુસલમાનોનો પ્રદેશ છે. આપણા કરતાં તેમને વધારે સહાયતા મળી શકે તેમ છે. ’

'પણ આપણે વેશ બદલ્યો છે, એટલે વધારે અડચણ આવે તેમ નથી. જ્યાં આટલું દુઃખ ઉઠાવીએ છીએ ત્યાં એટલું પણ ખુશી થવા જેવું છે કે એ નિમિત્તે કાબુલ તરફ મુસાફરી થશે.'

'હા, જો સમય અનુકુળ હશે તો........'

કનકસિંહે વાતને વચ્ચેથીજ કાપીને પૂછ્યું—'શું? સમય અનુકુળ નહિ હોય?'

કનકલતા ચુપ રહી. કનકસિંહે તેને નિરૂત્તર જોઈ પુનઃ પૂછ્યું—'આમાં કાંઇ ભેદ માલમ પડે છે. વ્હાલી! બોલ, શું છે?'

'કાંઇ નથી. સહજ. કાલે રાત્રે મેં એક સ્વપ્ન જોયું, તેમાં એક વૃદ્ધ માણસે મારા જન્મપર્યંતનો સાચો હેવાલ કહી દીધો. ફરી તે કહેવા લાગ્યો કે તમારે કુંવારી કન્યાઓના મામલામાં પડવું પડશે અને દુખિયારી અબળાને બચાવવી પડશે.'

'શું તેં કાલ દિવસે જોએલી ઘટનાની ધૂનમાંજ આખી રાત વીતાડી?'

'આપને સ્વપ્નની વાત ઉપર વિશ્વાસ નથી; પણ સંસારના ડાહ્યા ડાહ્યા માણસો તેને મિથ્યા માનતા નથી તો આપે પણ તેને સત્ય માનવું જોઇએ.'

'સ્વપ્નની એજ વાતો વિશ્વાસ યોગ્ય મનાય છે કે જે તદ્દન નવિન હોય. જે બાબત દિવસે જોઇ હોય તે રાત્રે

દૃષ્ટિગોચર થાય તેમાં વિશેષ શું? વિદ્વાન માણસો તેથીજ સ્વપ્નને મિથ્યા માને છે!'

'ગમે તેમ પણ શું આપણે પરોપકાર ન કરવો જોઇએ?' કનલતાએ એ વાતમાંથી એક નવિન પ્રશ્ન ઉભો કર્યો.

'નિઃસંદેહ! પરોપકારઃ પરોધર્મઃ'

કનકલતાએ પોતાનો સફરનો પોશાક પહેર્યો. ઉપરથી બુરખો નાંખી દીધો, એટલામાં દુર્ગરક્ષક આવ્યો. તેણે તે બન્ને સ્ત્રી–પુરુષને બહાર વિદાય કર્યાં, કેમકે કુંવારી કન્યાઓ હવે ચાલી ગઈ હતી. કનકસિંહ અને કનકલતા બન્ને પોત પોતાના ઘોડાઓ ઉપર સવાર થયાં. કનકસિંહે દુર્ગરક્ષકને અને કનકલતાએ તેની સ્ત્રીને સારૂં ઈનામ આપી પ્રસન્ન કર્યાં, પછી બન્ને જણાં ત્યાંથી પંથે પડયાં.



## પ્રકરણ ૪ થું.

### પ્રયાણ.

અલમાજદના કિલ્લામાંથી નીકળી બન્ને સવાર આખો દિવસ બરાબર ચાલતાં રહ્યાં. અંતે સંધ્યા સમય થયો. એ વખતે તેઓ ખૈબરની પાસે પહોંચી ગયાં હતાં. ચંદ્રદેવના નિર્મળ અને સ્વચ્છ પ્રકાશમાં પ્રસિદ્ધ ખૈબરઘાટની મસ્જીદોના મિનારાઓ દૂરથી દેખાઇ રહ્યા હતા. શહેરને નજીક જોઇ બન્ને જણાં બહુ પ્રસન્ન થયાં, પણ એટલામાં પાછળથી

આવતા કોઇ ઈકિના ઘોડાઓના ડાબલાઓએ તેમને આશ્ચર્ય-ચકિત બનાવ્યાં.

કનકલતા શંકિત થઈ બોલી—' વ્હાલા ! શું કોઇ પીછો તો નથી પકડી રહ્યું ? '

કનકસિંહે તેના પ્રશ્નનો ઉત્તર પણ નહોતો આપ્યો એટલામાં તો પાછળથી આવતો ઘોડો એકદમ તેની પાસેથી પસાર થઇ ગયો. તેની ઉપર બેઠેલા નવયુવકે ઘોડાને રોકવા માટે બહુ બહુ કોશિશ કરી, કિન્તુ ઘોડો આગળ નીકળી ગયા સિવાય રોકાયો નહિ. અંતે તે સવાર ત્યાંજ ઉભો ઉભો કનકસિંહની વાટ જોતો રહ્યો. કનકસિંહે તેની પાસે પહોંચ્યા પછી કહ્યું-' ભાઇ ! આપનો ઘોડો બહુ તેજ છે, મને તો એમ લાગ્યું કે રખેને પાડી દેશે ! '

સવારે કહ્યું—' હજી તે બાળક છે. ચંચળતા અને બદ-માસી તેનામાં સંપૂર્ણ ભરેલાં છે. આપને જો કાંઇ હરકત ન હોય તો આપણે સાથે સાથે ચાલીએ. વાર્તાલાપમાં રસ્તો જલ્દી ખૂટી જશે. '

કનકસિંહે કહ્યું—'ખુશીથી ચાલો. સાથે ચાલવામાં અમને શું નુકશાન થવાનું છે ! હવે અમારી મુસાફરી પણ પૂરી થવાની છે. અમે ખૈબરમાં રાત્રે આરામ કરવાનાં છીએ; કારણ કે આખો દિવસ બરાબર ચાલેલાં છીએ; જેથી શ્રમિત થએલાં છીએ. '

' કેટલા માઇલ આવ્યાં હશો ? '

'તે તો બરાબર માલમ નથી; પણ શું ચાલીશ મૈલથી ઓછું આવ્યાં હોઈશું ?'

સવારે પોતાનો ઘોડો આગળ કરી કહ્યું—'શું આપે આખો દિવસ ચાલવામાંજ વ્યતીત કર્યો છે ? શું કુંવારી કન્યાઓ આ રસ્તેથી નથી ગઇ ? હું ધારૂંછું કે તેઓ આ માર્ગેથી ગઇ છે અને તેથી આજ રાત્રે આસપાસમાં સ્થાન મળવું દુષ્કર છે.'

કનકસિંહે કહ્યું—'કાલ રાત્રે પણ અમારે તો બહુ તકલીફ ઉઠાવવી પડી છે, પરંતુ આજ તો ખૈબરની આગળ દસ મૈલ તેઓ મુકામ કરવાની છે.'

'બહુ સારા સમાચાર કહ્યા.' તે અપરિચિત સવારે હર્ષાવેશમાં આવી જઇ કહ્યું—'મારૂં નામ ગોવિન્દઠાકુર છે, શું આપ આપનું નામ કહેવાની કૃપા કરશો ?'

કનકસિંહે પોતાનું એક દ્વિતીય નામ કહ્યું. ગોવિન્દઠાકુરે પુનઃ પૂછયું—'શું કયાંઇ દૂર મુસાફરી કરવાની ઇચ્છા છે?'

'તે તો કાંઇ અત્યારથી કહી શકાતું નથી. કયાંઇ કશું કામ તો છે નહિ; પણ જયાં મરજી થશે ત્યાં રહી જઈશું.'

'મારે તો બહુ દૂર જવાનું છે. શું આપે કુંવારી કન્યાઓની સૂરત દેખી છે ? સાંભળવામાં આવ્યું છે કે તેઓ બહુજ સુંદર છે.'

કનકસિંહે તેના પ્રત્યુત્તરમાં કહ્યું—'મેં તેમને બિલકુલ દેખી નથી. ખરૂં કહું તો મને આ પ્રથાની આજ સુધી

માહિતી પણ નહોતી.'

ગોવિન્દઠાકુરને તેની એ અજ્ઞાનતા જોઇ આશ્ચર્ય થયું. તેણે સાશંક મુદ્રાથી કહ્યું—'શું આપને એ માલમ નથી કે પ્રતિવર્ષ ખંડણીની સાથે કન્યાઓ પણ કાબુલ જાય છે? આ સર્વ સુલતાન મહમ્મદનું કર્તવ્ય છે.'

કનકસિંહે કહ્યું—'મારે આ પહેલોજ સમય છે કે આ રહસ્યને હું આપની જબાનથી સાંભળું છું. શું આપ એ સુલતાન મહમ્મદનું નામ લ્યો છો કે જે પોતાના ભત્રીજા 'શાહજાદા' ને મારી પેશાવરની ગાદી ઉપર બેઠો છે?'

'હા, એ નીચનુંજ તે કર્તવ્ય છે; તેણે કાબુલીઓ સાથે એવી વિલક્ષણ સલાહ કરી છે કે જેથી બિચારી બાલિકાઓને પ્રતિવર્ષ પોતાનાં માતા-પિતાથી અલગ કરવામાં આવે છે, અને લોકો ભયથી પોતાની કન્યાઓને છૂપાવતા ફરે છે.'

'ત્યાંની પ્રજાપણ કાંઇ નથી કરતી એ બહુ શરમની વાત છે.' કનકસિંહે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

ગોવિન્દઠાકુરે તેના જવાબમાં કહ્યું—'હવે એવો દિવસ જલ્દી આવશે કે એ લજ્જાસ્પદ પ્રથા પેશાવરમાંથી નીકળી જશે અને મુસલમાનોને આવા અત્યાચારને માટે મહારાજા રણજીતસિંહ સમુચિત દંડ દેશે.'

કનકલતા જે અત્યાર સુધી શાંત હતી તેણે તરતજ કહ્યું—'એ દિવસ બહુ આનંદનો ગણાશે.'

ઠાકુરનું લક્ષ્ય કનકલતા તરફ ગયું. તેણે કનકસિંહને

પૂછયું–' વીરનર ! આ આપની સાથે કોણ છે ?

' મારી સ્ત્રી. '

' ખરેખર આપ બહુ ભાગ્યશાળી છો કે આપની સ્ત્રી આવા વખતમાં આપની સાથે છે. હું કેવો દુર્ભાગી છું કે મારી સ્ત્રીથી સદાને માટે અલગ થઇ ગયો છું. આગળ ક્યારેક હું આપને મારા દુઃખની કથા સંભળાવીશ પણ લ્યો ચાલો, આપણે વાતમાં ને વાતમાં ખૈબર આવી પહોંચ્યા. આ એજ પ્રસિદ્ધ સ્થાન છે કે જ્યાં મોંગોલિયન જાતિનો પ્રસિદ્ધ લુંટારો બબરચિંગ ઉત્પન્ન થયો છે. "

' બબરચિંગ કોણ ? '

' મને આપની અજ્ઞાનતા ઉપર વિશેષ આશ્ચર્ય નથી થતું; કારણ કે જ્યાં તમે કુંવારી કન્યાઓવાળો મામલો જ નથી જાણતા ત્યાં બીજી વિશેષ માહિતી ક્યાંથી ધરાવી શકો? વાસ્તવિક રીતે બબરચિંગ લુંટારો નથી, કિન્તુ એક સાહસી વીર મનુષ્ય છે, જ્યારથી કાબુલના દુરાનીવંશે ખંડણીમાં કન્યાઓ લેવાનો પ્રારંભ કર્યો છે, ત્યારથી એ અફ્રીદી જાતિનો શત્રુ બની ગયો છે. સ્વાર્થી લોકો ભલે તેને લુંટારો કહે પણ તે ન્યાયી છે. ન્યાય ને નીતિને માટે તે તોફાન મચાવે છે. કાબુલવાળાએ તેને પકડવા માટે મોટાં મોટાં ઈનામો જાહેર કર્યાં છે. એટલું તો ખરૂં છે કે જેમને તેનાથી લાભ થાય છે તેઓ તેને પોતાનો સહાયક ગણે છે; અને જેમને હાનિ થાય છે તેઓ તેને લુંટારો કહે છે. ' આટલી

વાત થતામાં તો તેઓ ચટ્ટી પર પહોંચી ગયાં ને ઘોડાઓ ઉપરથી ઉતરી ત્રણેએ પોતાના ઘોડા સરાના માલિકને હવાલે કર્યા. અંદર જઈ ત્રણે જણાં એક મોટા ઓરડામાં ગયાં. સામે વાણીઆની દુકાન હતી. પોતાની ઇચ્છા પ્રમાણે ત્યાંથી ખાવાનું લઈ ભોજન કરવા બેઠાં. એ ઓરડામાં એક તરફ દસ–બાર માણસો બેઠા હતા. જેમાં વચ્ચે એક એવો માણસ બેઠો હતો કે જે સર્વનો શાસક હોય એમ લાગતું હતું. તેની લાંબી સફેદ પાકી દાઢી સાક્ષી આપી રહી હતી કે તેની ઉમ્મર સાઠ વર્ષથી ઓછી નહિ હોય. સર્વ લોકો તેને મહા ચતુર અને વિચક્ષણ સમજતા હતા. તેથી પ્રત્યેક વાતમાં તેની સલાહ લેતા હતા. પાછળથી માલમ પડયું કે તેનું નામ કર્મચંદ છે, અને તે ખચ્ચરોનો વ્યાપારી છે. તેની જીંદગીમાં કોઇ સમય બહુ ઉન્નતિનો આવી ગયો હોય એમ પ્રતિત થતું હતું.

એક માણસે તે કર્મચંદને પૂછયું–'તમને અહીં આવ્યાને કેટલા દિવસ થયા?'

કર્મચંદે જવાબ આપ્યો–'હું અહીં ચાર દિવસથી છું અને હવે બે ત્રણ દિવસમાં ચાલ્યો જઈશ. મારો વિચાર અહીં એકજ દિવસ રહેવાનો હતો; કિન્તુ આ નાનકડા શહેરમાં એટલો ખરિદ–વકરો થયો કે બે દિવસ વધારે રહેવું પડયું.'

સરાવાળાએ કહ્યું–'કાલે આપે કામ બંધ રાખવું; કારણ કે આખું શહેર તે તમાસો જોવા ચાલ્યું જશે. આપે પણ જવું.'

'ઇશ્વર એવો તમાસો ન દેખાડે. મારા જાતભાઇઓ મૃત્યુના મોઢામાં પડતા હોય અને હું તમાસો દેખું ? એ તો કદી નહિ બની શકે.'

કનકસિંહે વચ્ચેજ પૂછયું-' કઈ બાબતનો તે તમાસો છે ?'

સરાવાળાએ જવાબ આપ્યો-' કાલે ત્રણ આદમીઓને જીવતા બાળી મૂકવામાં આવશે અને એકને ફાંસી મળશે. એ ત્રણ દુર્ભાગીઓએ મસ્જિદને નાપાક બનાવી છે. તેથી અહીંના હાકેમ નકુમુલ્લાએ તેમને જીવતા સળગાવી મૂકવાનો હુકમ ફરમાવ્યો છે. અને જે માણસને ફાંસી મળવાની છે તેને બખરચિંગનો સાથી ગણવામાં આવ્યો છે. સત્તાની સામે ગુન્હા કરનારને શિક્ષા થવીજ જોઇએ. કહેવાય છે કે એ ફાંસીના ગુન્હેગારે લોકોને ઉશ્કેરી હથિયારો તૈયાર કરવાનો પવન ફેલાવ્યો છે.'

'શું એટલા અપરાધથી જ તેને ફાંસી આપવામાં આવશે? હથિયારો તૈયાર રાખી તેને વાપરવાની તાલિમ લેવી એ કોઇપણ સ્વાવલંબી પ્રજાનું આવશ્યકીય કર્તવ્ય છે. રાષ્ટ્રનું વીરોદ્રેક હથિયારો રાખવાના અધિકારથીજ જાગૃત રહે છે. જે પ્રજા પાસેથી હથિયારો છીનવી લેવામાં આવે તે પ્રજા નિઃસત્વ નિર્બળ, પરાવલંબી અને પ્રસંગ આવે સ્વ સંરક્ષણ કરવામાં પણ અસમર્થ થાય છે. ખરેખર આ એક મહાન્ અત્યાચાર છે. ભાઇ ! એ પુરુષનું નામ શું છે ?'

' લોકો એને બુચિંગ કહે છે. '

કનકસિંહ ઉદાસ થઇને બોલ્યો–' અહીંનો અત્યાચાર તો બહુ ગર્હણીય છે. '

સરાવાળાએ હામાં હા મેળવતાં કહ્યું–' બેશક, સખ્તાઈ તો બહુ જ છે, પણ તે સાથે છૂટકારાનો ઉપાય પણ સહેલો છે. '

' કયો ઉપાય ? '

' ગુન્હેગારે મુસલમાન થઇ જવું ! હિન્દુઓને માટે તો ખાસ છૂટ છે કે તેણે ગમે તેટલી ભારી કસૂર કરી હોય છતાં જો તે મુસલમાન થાય તો સર્વ અપરાધ માફ થઈ જાય છે. '

બહારથી તો કનકસિંહ કાંઇ ન બોલ્યો, કિન્તુ મનમાં કહેવા લાગ્યો–' ઓહો ! એટલો અત્યાચાર ! અને જાન તથા ઇમાન બન્ને ઉપર કુઠાર !! છતાં અમારા જાતભાઇઓ અહીં વ્યાપારને માટે આવે છે અને આ લોકો સાથે પ્રીતિથી વર્તે છે !!! '

ગોવિંદ ઠાકુરે આવેશમાં આવી જઇ કહ્યું–' મારો વિચાર તો એવો છે કે આવે વખતે શાંત ન રહેવું જોઇએ. દરબારમાં ઉપસ્થિત થઇ મહારાજા રણજીતસિંહને કાને સર્વ અત્યાચારનો આર્તરવ સંભળાવવો જોઈએ. હિન્દુ ભાઇ-ઓનું રૂધિર હજુ મરી ગયું નથી. તેના પૂર્વજોનાં રક્ત–માંસ હજુ તેનામાં અવશેષ છે. ખેદની વાત એટલીજ છે કે આ-

ટલી દુર્ગતિ જોવા છતાં તેઓ જરા પણ જાગૃત થતા નથી !'

કનકલતાથી હવે બોલ્યા વિના રહેવાયું નહિ. તે તત્કાળ બોલી ઉઠી–' નિઃસંદેહ ! હિન્દુઓને માટે આ શરમની વાત છે ! મર્દ કહેવરાવવા અને પોતાની ઉપર આવો અત્યાચાર સહન કરવો ? ધિક્કાર છે એ જીવનને ! ! !'

ગોવિન્દઠાકુરે સત્કારની દૃષ્ટિથી કનકલતાની તરફ જોયું અને કહ્યું—' ખરૂં કહો છો દેવી !'

આ લોકોની વાતચિત અહીં સુધી આવી હતી ત્યાં તો બહાર દરવાજો ઉઘાડી એક માણસ હાંફતો હાંફતો અંદર આવી પહોંચ્યો અને કહેવા લાગ્યો—' મદદ ! મદદ ! બસ, આ આખરનો સમય છે !'

તમામ લોકો ચકિત થઇ તેના મોં તરફ જોવા લાગ્યા, કેમકે તે ત્યાંની :જેલનો દારોગો રહિમાનખાં હતો અને આ વખતે તે બહુજ ગભરાએલો હતો.

સરાવાળાએ પૂછયું–' કહો, દારોગા સાહેબ ! શી હકીકત છે ?'

રહિમાનખાં બોલ્યો–' વાત શું ધૂળ હોય ? આશ્ચર્ય છે કે આટલા મોટા શહેરમાં આ વખતે એક મૌલવી પણ નથી મળતો. અફસોસ ! નથી કોઇને જરનો ખ્યાલ કે નથી કોઇને મજહબી મોહબ્બત !'

કર્મચંદે પૂછયું–' પેલા ત્રણે મૌલવી કે જેઓ ખાસ સરકારી નોકર છે તેમને શું થયું છે ?'

'અરે, શું કહું ? કાલે ચાર માણુસોને કત્લ કરવાના છે; તેમાંના ત્રણ પાસે તે ત્રણને મોકલ્યા છે અને બુચિંગની પાસે કોઇ નથી. અહીંનો કાયદો એવો છે કે જે માણુસને ફાંસી મળવાની હોય છે, તેની પાસે બાર કલાક સુધી મૌલવીએ રહેવું પડે છે અને તેને સમજાવી મુસલમાન બનાવવાની કોશિશ કરવી પડે છે. જો એવી વ્યવસ્થા ન થાય તો ફાંસી મુલતવી રાખવામાં આવે છે. કાલ બાર વાગે નકુમુલ્લાં સાહેબ આવશે અને જો ફાંસી મુલતવી રાખવા જેવો પ્રસંગ બનશે તો તમામ આફત મારા શિર ઉપર આવશે. લાવો હવે હુક્કો તો આપો, એક બે ફૂંક ખેંચી લઇએ.'

સરાના માલિકે પોતાનો હુકકો તેને આપ્યો. દારોગો તમાકુ પીવા લાગ્યો. કર્મચંદે કાંઇક વિચાર કરી કહ્યું-'લ્યો સાંભળો, હું બતાવું છું, કાલે એક મૌલવી મારી સાથે આવ્યો હતો, અને આગળની ચટ્ટી ઉપર તે રોકાયો છે. તેની પાસે જાઓ.'

'બહુજ સારૂં, ત્યાં જઇને તેડી આવું, આજે તો આખું શહેર રખડી ચૂકયો. પણ ભાઇ કર્મચંદ ! આ વખતે તમે કેમ જલદી પાછા આવ્યા ?'

'અહીંના લોકોનો પ્રેમ મને વારંવાર ખેંચી લાવે છે.'

'ઠીક, તો હવે હું જાઉં છું. મને રજા આપો.' દારોગો એટલું કહી ચાલ્યો ગયો. કનકસિંહ અને ગોવિન્દઠાકુરને કર્મચંદની વર્તણુક ઉપર ઘૃણા થઇ, કેમકે થોડીવાર પહેલાં તો

તે મુસલમાનોની નિંદા કરતો હતો અને અત્યારે તે એક માણસનો જીવ લેવા તૈયાર થઇ ગયો ! તેઓ એવા વિચારમાં હતા કે દારોગો દૂર જાય એટલે તેને કાંઈક પૂછવું; પરંતુ કર્મચંદ એક જમાનાનો ખાધેલો પુરુષ હતો. જેલનો દારોગો જ્યાં બહાર નીકળ્યો કે તરત તે પણ ઉઠીને પોતાના સુવાના ઓરડામાં ચાલ્યો ગયો.

કર્મચંદના ગયા પછી બીજા લોકો પણ પોતપોતાને સ્થળે ચાલ્યા ગયા. કનકલતા, કનકસિંહ ને ઠાકુરને મોટી ચિંતા ઉત્પન્ન થઈ કે તે કોઈ છૂપી પોલીસનો સિપાઇ કે જાસુસ તો નહિ હોય ! કનકલતાએ ચિંતિત થઈ કહ્યું–'આ વૃદ્ધ કર્મચંદ કાંઇક વિલક્ષણ ઘટના ઉપજાવે તો તેમાં આ-શ્ચર્ય નથી !'

કનકસિંહ બોલ્યો–'એની પહેલી વાતો તરફ દૃષ્ટિ કરતાં હૃદય કહે છે કે તેના ઉપર સંદેહ કરવો વૃથા છે, કિન્તુ તેની પાછલી વાતોથી ભય ઉત્પન્ન થાય છે.'

ગોવિન્દઠાકુરે કહ્યું–'તેના સંબંધમાં કાંઇ પણ નિશ્ચય કરવો એ અત્યારે અનુચિત છે.'

સરાના માલિકે એ ત્રણે વ્યક્તિયોને સંબોધીને કહ્યું–'હવે સુવાનો સમય થઈ ગયો છે, ચાલો હું તમને સુવાની જગ્યા બતાવી દઉં.'

કનકલતા અને કનકસિંહ તેની સાથે સીડી ચડી ઉપર ગયાં. ગોવિન્દઠાકુર એક જુદા ઓરડામાં સુવા ચાલ્યો ગયો.

કનકસિંહ અને તેની સ્ત્રી જ્યાં પોતાના ઓરડામાં આવી બેઠાં ત્યાં કર્મચંદ વચ્ચેનું દ્વાર ઉઘાડી અંદર ઉપસ્થિત થયો, અને બોલ્યો–' લોકો તો તે રહિમાનખાં સાથેની મારી વાતચીતથી મને હત્યારો સમજતા હશે. પણ જો ઉંડો વિચાર કરશો તો એવો ખ્યાલ નહિ લાવી શકો. મેં જાણી જોઇને તે રહિમખાંને એ મૌલવીનો પત્તો આપ્યો છે; કેમકે તેમાં બુચિંગનું શ્રેય છે. તે મૌલવી મારો પાકો મિત્ર છે. હું હમણાં રહિમખાંના પહોંચતાં પહેલાં જ એ મૌલવીને જઇને મળું છું અને એવું આશ્ચર્યમય કૌતુક કરી દેખાડું છું કે કાલ આપને માલમ પડી જશે કે મેં બુચિંગને માટે સારૂં કર્યું છે કે ખોટું ! '

કનકસિંહે કહ્યું–' મિત્ર ! જો એ પ્રમાણે હોય તો અમે બહુ ખુશી થઇશું. '

કર્મચંદ બોલ્યો–' મારી ઇચ્છા એવી હતી કે એ ભેદને ત્યાંજ ખોલી દેવો; પરંતુ કેટલાક કારણને લીધે એમ કરવું ઠીક લાગ્યું નહિ. '

પોતાના ખોટા અનુમાનને માટે લજવાતો કનકસિંહ બોલ્યો–' અમે આપનાં બહુ અનુગૃહિત છીએ, હવે કહો કે અમારી સહાયતાની તમારે આવશ્યક્તા છે ? '

' બેશક ! આપને માથે એ કામ છે કે મારી જવાહીર વાળી પેટી આપ રાખો. કાલ હું આપને આગળના મુકામ ઉપર મળીશ; કેમકે કાલ આપ આખો દિવસ ચાલશો

તો સાંજના ગિરદીખશમાં પહોંચી જશો. જો ત્યાં કોઇ કારણવશ હું આપને ન મળી શકું તો સરાના માલિકને આ પેટી આપજો. મને તે મળી જશે.'

'ઠીક આપણી આજ્ઞા પ્રમાણે વર્તશું, પણ આ વખતે આપ આ સરામાંથી કેવી રીતે બહાર જશો ?'

'દેખો હું કેવી રીતે જાઉં છું !' એમ કહી તે વૃદ્ધે દીવાલની સાથે એક રસી લટકાવી દીધી અને તે દ્વારા તે નીચે ઉતર્યો. તબેલામાં પહોંચી તેણે પોતાનો ખચ્ચર છોડયો અને તે દંપતિના જોતા જોતામાં તો ત્યાંથી અદૃશ્ય થઈ ગયો. બન્ને-સ્ત્રી પુરુષ-તેની ચાલાકી ઉપર વિસ્મય પ્રકટ કરતાં રહ્યાં, કિન્તુ તેના સંબંધની વાત હજુ પૂરી નહોતી થઈ એટલામાં તો સરાના દરવાજા ઉપર ઘોડાના ડાબલાના અવાજો સંભળાયા અને કોઇએ જોરથી કમાડ ખડખડાવ્યાં. સરાવાળાએ બૂમ પાડીને કહ્યું-' આટલી મોડી રાતે કોણ કમાડ ખડખડાવે છે ? આ તો બાબાજાનની સરા છે. તું કોણ છે ? અને ક્યાંથી આવે છે ?'

'બહાર માણસે કહ્યું-' કેમ મિત્ર ! ભૂલી ગયો કે ? હું તારો દોસ્ત ચંડૂલખાં !

'ઓહો ! તું જ છે કે ? મિત્ર ! માફ કરજે. હું તને ઓળખી શકયો નહિ. કોણ કોણ સાથે છે ?'

'શું કહું ? એક મોટો અમીર આદમી છે; દરવાજો ખોલ, બિચારો ગભરાઇ રહ્યા છે.'

'અહીં તો આજ એક માણસની પણ જગ્યા નથી, આગળની સરામાં ચાલ્યા જાઓ ભાઇ !'

'બહુ સારૂં; પણ એ તો કહે કે તેં એક કાશ્મીરીને અને તેની સ્ત્રીને જોયાં છે ?'

'અરે, તે બન્ને તો અહીં જ છે, તું તેમને કયાંથી જાણે છે ?'

'મારો સાથી તેમની શોધમાં આવ્યો છે. તે સ્ત્રી એ કાશ્મીરીની નથી; તેને નસાડી લાવ્યો છે. હું હમણાં થોડાં માણસોને લઇને આવું છું. તું મારા આવતા સુધી તેમને અહીંથી જવા દઇશ નહિ. તારી મહેનતના બદલામાં તને સારૂં ઈનામ મળશે.'

આ વાર્તાલાપ સાંભળી કનકસિંહ તથા કનકલતા સ્તબ્ધ થઇ ગયાં. તેમના ચિત્તમાં અનેક પ્રકારના વિચારો ઉભરાવા લાગ્યા. થોડીવાર સુધી તો તેઓ શાંત રહ્યાં; પછી કનકલતા બોલી–' અરે, દુષ્ટ પૈનખાં અહીં પણ આવી પહોંચ્યો ! હવે કહો, શું કરવું ? સવારે તો તે જરૂર પકડીને લઈ જશે !'

કનકસિંહે દૃઢતાથી તેના વદન ઉપર હાથ ફેરવતાં કહ્યું–' વહાલી ! જો મૃત્યુ આપણુ બન્નેને જુદાં કરે તો જ હું તારાથી અલગ થઇ શકું. અન્યથા નહિ.'

'પણ બૂરી હાલતમાં અહીંથી બંદીવાન થઈ પેશાવર પાછું જવું પડશે એ શું ઓછી શરમની વાત છે ? મારો

વિચાર તો એમ છે કે આપણે અહીંથી નાસી જઇએ. '

' જેવી તારી ઇચ્છા. જે રસ્તે કર્મચંદ ગયો છે, તેજ રસ્તે આપણે નીકળી જઇએ. રાતોરાત ગિરદીખશ પહોંચી જઇશું, વળી ત્યાંથી કાંઇક પાછી નવી યોજના કરી લઇશું.'

વિચારનો તત્કાળ અમલ થયો. પહેલાં કનકલતા ઉતરી અને પછી કનકસિંહ ઉતર્યો, નીચે જઈ બન્નેએ પોતપોતાના ઘોડા છોડયા અને તરત રવાના થઈ ગયાં. તેમના નાસવામાં કાંઇક અવાજ થયો; પરંતુ સરાવાળાએ જાણ્યું કે ઘોડેસ્વાર પહેરો ભરી રહ્યા છે.

## પ્રકરણ ૫ મું.

### નિરાશા.

મૌલવીની તપાસ માટે રહિમાનખાં કર્મચંદના કથન પ્રમાણે બીજી સરામાં આવીને ઘણી વારથી બેઠેલો છે પણ તેને હજુ સુધી મૌલવીનો મેળાપ થયો નથી. આંખો ફાડીને તે ચારે તરફ જોઇ રહ્યા હતો એટલામાં દૂરથી એક મૌલવી આવતો જણાયો; તરત તે દોડીને તેની પાસે ગયો અને તે ઉભો રહી કહેવા લાગ્યો—' ચાલો, એક મજહબી ફરજ અદા કરવાને માટે આપને જેલખાના સુધી ચાલવું પડશે. માર્ગ-માં આપને હું બધી હકીકત કહીશ. '

મૌલવીએ કહ્યું—' ચાલો ચાલવામાં મારે કાંઇ હરકત નથી, પણ મારે શું કામ ત્યાં કરવું પડશે ? '

'એક માણુસને કાલે ફાંસી મળવાની છે. તે બૌદ્ધધર્મી છે. આપે તેને કોઈપણ પ્રકારે સમજાવી મુસલમાન બનાવવો કે જેથી તેનો જીવ બચી જાય અને અમારામાં એક જણાનો વધારો થાય.'

'બહુ સારી વાત છે, પણ આપને મારા નામની ક્યાંથી ખબર પડી ?' મૌલવીએ પ્રશ્ન કર્યો.

'રહિમાનખાંએ જવાબ આપ્યો–'આપનું નામ કર્મચંદે બતાવ્યું હતું.'

આ પ્રમાણે વાર્તાલાપ કરતા બન્ને જેલની તરફ ચાલ્યા. મૌલવી જરા લાંબા કદનો આદમી હતો. લાંબી દાઢી, કાળો ઝબ્બો, ખુલ્લો પાયજામો અને માથા ઉપરની પાઘડી તેના મૌલવી ન હોવાના સંદેહને દૂર કરી રહ્યાં હતાં. જ્યારે રહિમાનખાં જેલના ફાટક ઉપર પહોંચ્યો, ત્યારે તેનું તાળું ઉઘાડી તે મૈલવીને અંદર લઇ ગયો અને પછી બોલ્યો–'હજુ અર્ધી રાત વીતી છે.'

'હા એમ જણાય છે ખરૂં; પણ કહો; અહીં કેટલા કેદી છે ?'

'દશબાર હશે, કિન્તુ કાલ ચારજણા તો દીન ઇસ્લામ કબુલ કરશે કે માર્યા જશે; જુઓ આ કોટડીમાં ત્રણ જણા બેઠેલા છે.'

મૌલવીએ તે તરફ જોઇ કહ્યું–'અરે, અહીં તો બિચારા મૌલવીઓ પણ સાથે સાથે કેદ છે !'

'જનાબ આપને પણ બુચિંગની સાથે કાલ સુધી કેદ રહેવું પડશે. જુઓ, આ કોટડીમાં તે છે.'

'અહીં કોઈ પહેરેદાર પણ શું નથી?'

'પહેરાની શું જરૂર છે? દરવાજા ઉપર અમારા નાયક રહે છે.'

બુચિંગ તત્કાળ અંદરથી બોલી ઉઠયો–'દુષ્ટ! આખર મૌલવીને પણ લઈ આવ્યો? મેં જાણ્યું હતું કે એક દિવસની વધારે મુદત મળશે; પરંતુ તે પણ જતી રહી!!'

બુચિંગની કમર સાથે લોઢાની એક સાંકળ બાંધેલી હતી અને તેનો બીજો છેડો દિવાલની એક ખૂંટી સાથે જકડી લીધેલો હતો. જે વખતે રહિમાનખાં મૌલવીની સાથે અંદર પહોંચ્યો તે વખતે તરતજ તેણે એકદમ તરાપ મારી દારોગાને નીચે પટકી દીધો અને તેના મોઢામાં કપડાનો ડૂચો દઈ તેના હાથ, પગોને એક સાંકળથી બાંધી લઈ ત્યાંજ સુવાડી દીધો; તે પછી તેણે બુચિંગની સાંકળ જે ખૂંટી સાથે બાંધી હતી તે છોડીને ફેંકી દીધી; પાછળથી પોતાનો કાળો ઝભ્ભો બુચિંગને પહેરાવ્યો અને રહિમાનખાંનો વેશ પોતે પહેરી લીધો. આ પ્રમાણે બન્ને જણા તૈયાર થઈ. અંદરનાં તાળાં બંધ કરી નિર્વિઘ્ને બહાર નીકળી આવ્યા અને તેમને કોઈએ ઓળખ્યા નહિ.

સવાર થતામાં તો આખા શહેરમાં કોલાહલ મચી ગયો. ચારે તરફ તેની ચર્ચા ફેલાઈ ગઈ. જેટલાં મોઢાં તેટલી

વાતો સંભળાવા લાગી. કોઈ કહેતું બુચિંગ જાદુગર છે, જેના પ્રભાવથી તે નાસી ગયો છે. કોઇ કહેતું બબરચિંગ સ્વયં મૌલવીના વેશમાં આવ્યો અને તેને છોડાવી લઇ ગયો છે, કોઈ કહેતું કે તે દેવીનો પુજક હતો, તેથી તે મૌલવીના સ્વરૂપમાં આવી અને તેને છોડાવી લઇ ગઈ. આ પ્રમાણે લોકો જેને જેમ ફાવે તેમ તર્ક કરવા લાગ્યા. ત્યાંના મુલ્લાંઓને મૌલવીઓ તો જુદાંજ અનુમાનો કરતા હતા. તેમની માન્યતા એવી હતી કે બુચિંગે પ્રાણભયથી પોતાનું શરીર ભૂત–પ્રેતના હાથમાં વેચી દીધું અને શૈતાન મૌલવી બની તેને છોડાવી લઇ ગયો.

એક તરફ આ વાત ચર્ચાઇ રહી હતી ત્યારે બીજી તરફ સરાના લોકો કર્મચંદ, કનકસિંહ અને કનકલતાના નાસી જવાને લીધે બહુ વિસ્મયમાં પડી ગયા હતા. દર્શકોથી આખી સરા ખીચોખીચ ભરાઇ ગઇ હતી. જ્યાં જોઇએ ત્યાં એજ વાતો થઇ રહી હતી. વળી ત્રીજી મેદની એ સ્થળે જામી હતી કે જ્યાં ત્રણે કેદીઓએ પ્રાણ આપવાનો નિશ્ચય કર્યો હતો, પણ ધર્મ છોડવા માટે નાખુશી બતાવી હતી અને તેથી તેમને જીવતા બાળી મૂકવાની તૈયારી થતી હતી. આ પ્રમાણે આખું શહેર ત્રણ ભાગમાં વહેંચાઇ ગયું હતું. દુષ્ટ પૈનખાં બહુ ખુશી થતો થતો પોતાનાં માણસો સાથે સરામાં પહોંચ્યો, પરંતુ ત્યાંથી કનકસિંહ અને કનકલતા તેને મળ્યાં નહિ. તે પોતાના કિસ્મતને દોષ દેતો ત્યાંના કાજી

નકુમુલ્લા પાસે ગયો. ગોવિંદઠાકુરને આ ઘટનાઓથી બહુજ હર્ષ અને વિસ્મય થયાં. બુચિંગના નાસી છૂટવાથી તે બહુજ પ્રસન્ન હતો; કિન્તુ કનકસિંહ અને કનકલતાના નામનું વારંટ જોઈ તેને બહુ દુઃખ થયું. હવે તેને એક એ ચિંતા થઇ કે જેમ બને તેમ તે દંપતીને મળી જણાવી દેવું કે તેમને પકડવા માટે ચારસો માણસો છૂટેલાં છે. આ વિચારથી તે યુગલ આરોહને ખોળવા માટે ત્યાંથી નીકળી પડયો.

## પ્રકરણ ૬ ઠું.

### પાશવિક અત્યાચાર.

સૂર્યનારાયણ હજુ ઉદય પણ નહોતા પામ્યા, એટલામાં ચારે તરફથી કેદીઓને બાળી મૂકવાનો તમાસો જોવા સારૂ ક્રૂર, આર્યદ્રોહી અફ્રીદી અને અફગાન જાતીનાં સ્ત્રી–પુરૂષો; બાળકો સર્વ કોઇ આવી ઉપસ્થિત થઇ ગયાં અને ચારે તરફ લોકોની ભીડ જામી ગઈ.

બજારની વચ્ચો વચ્ચ સુકાં લાકડાંઓની ત્રણ ચિતાઓ તૈયાર કરવામાં આવી. પછી કેદીઓને જેલખાનામાંથી ત્યાં બોલાવવામાં આવ્યા. પ્રત્યેકને પૃથક્ પૃથક્ એક એક ચીતા ઉપર ચડાવી આગ લગાવી દીધી. જ્યાં અગ્નિ પ્રજ્વલિત થયો ત્યાં કેદીઓએ મહા આક્રંદ કર્યું અને એ ભયંકર આર્તરવથી આખું આકાશ શબ્દાયમાન થઈ રહ્યું.

આ વખતે પ્રેક્ષકોને જોવાની બહુ મજા પડી હતી. કોઇ પોતાની ભાષામાં પોતાના મિત્રો સાથે હસીને વાતો કરી રહ્યા હતા, કોઇ હિન્દુઓની ધર્મહઠ ઉપર ઉપહાસ કરી રહ્યા હતા, કોઇ કરણીના ફળ સંબંધી ગહન વાદ વિવાદ ચલાવી રહ્યા હતા, કેટલાક દૂર ઉભા ઉભા આનંદ પામી રહ્યા હતા. મુલ્લાંઓમાં એ વખતે વિલક્ષણ આનંદ પ્રસરી રહ્યો હતો. જેમ જેમ કેદીઓ સળગતા જતા હતા તેમ તેમ દર્શકોમાં વિલક્ષણ પ્રકારો ઘડાતા હતા. આથી એમ ન સમજવું કે ત્યાં જેટલા પ્રેક્ષકો હતા તે સર્વ આ નરહિંસા–ભયાનક અત્યાચાર–લોમહર્ષણ વ્યવહારથી પ્રસન્ન દેખાતા હતા; કેમકે બ્રહ્માની સૃષ્ટિમાં કોઇ પ્રકારનો અભાવ નથી. એક તરફ એક સાથે નિર્દયતા ઉત્પન્ન થાય છે, તો બીજી તરફ તેજ વખતે દયા–અનુકંપા ઉદ્ભવે છે. જ્યાં એક કઠણ હૃદયનો હોય છે ત્યાં બીજો સરલ ચિત્તનો પણ હોય છે. આ પાશવિક ઉત્પીડનથી કેટલાને આનંદ થયો હતો, ત્યારે કેટલીકની આંખોમાંથી આંસુઓ નીકળી પડયાં હતાં ! ઘણાએક લોકો તો એ દશ્ય નહિ જોઇ શકવાને લીધે પોતાને ઘેર ચાલ્યા ગયા હતા. એ બધા લોકસમુદાયમાં એક માણસ સર્વથી વધારે આનંદી જણાતો હતો અને તે ત્યાંનો ક્રૂર શાસક નકુમુલ્લા હતો. દશ્ય એવું ભયાનક હતું કે તેને જોઇને સૂર્યનારાયણની આંખોમાંથી પણ રક્ત નીકળવા લાગ્યું. ચારે તરફ જમીન લાલ, લાલ જણાવા લાગી. બિચારાએ અસહાય અભાગીત્રયના

દુઃખજનક ચિત્કારથી સર્વ તરફ એક ક્ષણમાં નિસ્તબ્ધતા છવાઇ ગઈ. અને જોત જોતામાં એ ભયાનક પાશવિક અત્યાચારને પરિણામે ત્રણે કેદીઓનાં શરીર બળીને રાખ થઇ ગયાં ! દેહમાંનાં પંચભૂતો પ્રકૃતિસ્થ મહાભૂતોમાં મળી ગયાં ! માત્ર ધર્મને અર્થે કરેલા સ્વાર્પણની તેમની અમૂલ્ય કીર્તિ ચીરસ્થાયી રહી.

ક્રૂર નકુમુલ્લા હવે તે સ્થળેથી મસજિદમાં આવ્યો અને કનકલતા, કનકસિંહ, કર્મચંદ તથા બુચિંગની પકડાઇ આવ્યાની રાહ જોવા લાગ્યો; કેમકે તેમને પકડવાને માટે ઘણાએક સવારો ચારે તરફ દોડાવવામાં આવ્યા હતા.

બે દિવસ સુધી તો એ ચારેમાંથી કોઇનો પત્તો લાગ્યો નહિ. ત્રીજે દિવસ મસજિદની સામેના મેદાનમાં સવારોની એક ટુકડી દૃષ્ટિગોચર થઇ અને એક મુલ્લાએ ઉપસ્થિત થઇ નિવેદન કર્યું–' હજૂર ! એ સવારોમાં એક સ્ત્રી પણ છે. '

' શું તે કાશ્મીરી છે ? '

' હા, સરકાર. '

' ફતેહ ! કાલે તમને સારૂ ઇનામ મળશે ! હવે જલદી તેમને મારી આગળ હાજર કરો. '

કનકસિંહ અને કનકલતાને હાજર કરવામાં આવ્યાં. કનકલતાનું મોઢું નકાબથી આચ્છાદિત જોઈ નકુમુલ્લા બબડી ઉઠયો. તેણે તરત બુરખો હઠાવવાની આજ્ઞા આપી. કનકસિંહે તે બાબત ઘણી આનાકાની કરી; પરંતુ કોઇએ તે ઉપર

ધ્યાન આપ્યું નહિ. બન્ને હાથ બાંધેલા હોવાને લીધે બિચારો કનકસિંહ કેવળ દાંત પીસીને રહ્યો. લાચાર, બિચારી કનકલતાનો ચહેરો ખુલ્લો કરવામાં આવ્યો અને જાણે મેઘમંડળમાંથી ચંદ્રદેવ નીકળ્યા હોય તેમ સર્વનાં નેત્રો તેના વદનચંદ્ર તરફ આકર્ષાયાં. દુષ્ટ નકુમુલ્લાએ પોતાના મનમાં ધાર્યું–આવી ખૂબસુરત નાજનીન તો મેં આજ સુધીમાં કદી જોઇ નથી. તરતજ તેના વિચારોમાં પરિવર્તન થઈ ગયું. પહેલાં તેનો વિચાર એવો હતો કે આનો ન્યાય સર્વની સામે કરવો, કિન્તુ હવે એવો નિશ્ચય કર્યો કે આ લોકોનો ન્યાય એકાન્તમાં કરવાથી કનકલતાની સાથે બેચાર વાતો કરવાનો સમય મળશે. તેણે પૂછ્યું–'ચંડૂલખાં! ઉમેદવાર કોણ છે?'

ચંડૂલખાંએ પૈનખાંને આગળ કરી કહ્યું–'હજૂર! આ મૌજૂદ છે!'

નકુમુલ્લાએ પૂછ્યું–'કનકલતા કોની બીબી છે?'

'કોઇની નથી, મગર પૈનખાંની તેના ઉપર દૃષ્ટિ છે.'

કનકસિંહની આંખો લાલ થઇ ગઇ; પણ તે શું કરે? તેનો કોઇ ઉપાય નહોતો. એક દીર્ઘ નિશ્વાસ ફેંકી તે ચૂપ રહ્યો.

નકુમુલ્લાએ પુનઃ પૂછ્યું–'ત્યારે કનકસિંહ કોણ છે?'

'એક દુષ્ટ માણસ છે. પૈનખાંએ પસંદ કરેલી સ્ત્રીને લઇને નાઠો છે.'

હવે કનકસિંહથી રહેવાયું નહિ, જો કે બે સિપાઇ-ઓએ તેને બન્ને તરફથી પકડેલો હતો; પરંતુ એક ઝટકાની સાથે તેણે પોતાના બન્ને હાથ છોડાવી લીધા અને એક છલાંગ મારી તેણે ચંડૂલખાં પાસે જઈ એક લાત મારી. તરતજ ચારે તરફથી તેના ઉપર મોટો હલ્લો થયો, પકડો, પકડો, મારો, મારોના અવાજોથી તે સ્થળ ગરજી ઉઠયું. બેઠેલા તમામ લોકો ઉભા થઈ ગયા. જો એ વખતે કનક-સિંહના હાથમાં તરવાર હોત તો તે અવશ્ય દશ-વીસનાં માથાં ધડથી જુદાં કરત, છતાં તેણે પકડતાં પકડતાંમાં તો પૈનખાંના શિર ઉપર પણ બે ચાર લાતો મારી લીધી. નકુ-મુલ્લા એ શોરબકોરથી ત્રાસી ગયો. તેણે તરતજ હુકમ કર્યો-' આ કેદીને હમણાં લઈ જઇ જેલમાં પૂરો, હું કનકલતાને પૂછીને બધી ખાત્રી કરૂં છું.'

આજ્ઞા માથે ચડાવી સિપાઇઓ કેદીને લઇ જવા લાગ્યા. તેણે એક દીર્ઘ નિશ્વાસ મૂકયો અને અશ્રુપૂર્ણ નેત્રે કનક-લતાની તરફ જોયું. જો કે કનકલતાની પણ કનકસિંહથી ઓછી ખરાબ હાલત નહોતી, પરંતુ તેણે ધૈર્ય રાખી કહ્યું-'વ્હાલા ! વિશ્વાસ કરો. વિયોગનો વખત આપણે બહુ નહિ વેઠવો પડે. તમે જ્યાં જે દશામાં રહેશો, ત્યાં હું એજ સ્થિતિમાં આવી તમને મળીશ. આ દુઃખ જલ્દી દૂર થઈ જશે.......'

હજુ તો કનકલતા પોતાનું ભાષણ સમાપ્ત નહોતી કરી

રહી એટલામાં સિપાઇઓ કનકસિંહને દૂર ખેંચી ગયા અને કનકલતાને નકુમુલ્લાના ખાસ ઓરડામાં પહોંચાડવામાં આવી. નકુમુલ્લા મખમલના એક સુંવાળા ગાદી તકીયાપર પડયો અને કનકને તેની સામે એકલી ઉભી રાખી. અનુચરો તે પછી સર્વ બહાર નીકળી ગયા.

નકુમુલ્લાએ વ્હાલભર્યા અવાજમાં પૂછ્યું–'કનકલતા! તું જાણે છે કે તેં કેટલી મોટી કસુર કરી છે? એ કસુરની સજા મોત છે! પરંતુ જો તું એ શિક્ષાને મારી રહેમપર છોડી દે તો કદાચ હું તારે માટે કાંઇક કરી શકું.'

કનકલતાએ સાહસ કરીને પૂછ્યું–'જો હું એમ માની લઉં કે હુંજ એકલી કસુરવાળી છું અને મેંજ કનકસિંહને મારી સાથે નાસી જવા કહ્યું છે; તો શું તેમને છોડી મૂકવામાં આવશે?'

મુલ્લાજીએ આવેશમાં આવી જઇ કહ્યું–'એ કમબખ્તનું નામ ન લે. તેણે એક ઇસ્લામીની પસંદ કરેલીને નસાડી છે. તેનું તો મોતજ થવું જોઇએ. હવે તે કોઇ રીતે બચી શકશે નહિ.'

'એટલા ક્રૂર ન થાઓ. તેઓ મારા પતિ છે, તેઓ મારૂં જીવન સર્વસ્વ છે' કનકલતાએ આક્રંદ કરતાં કહ્યું.

'પ્યારી કનક! તું એ ઘેલી વાતો છોડી દે,' નકુમુલ્લા પોતાના વિચારમાં દૃઢ રહ્યો.

કનકલતા કહેવા લાગી–'એ કેમ બની શકે? જ્યાં

સુધી આ શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તો એમનું ધ્યાન નહિ છૂટે. જો આપ મારા ઉપર કાંઇ રહેમ કરવા ચહાતા હો તો મને તેમની સાથે ઉભી રાખી મારી નાંખો. હું એમાં બહુ પ્રસન્ન છું.'

'કોઇ બીજાની ઔરતને નસાડીને લઇ જવી એ ઇસ્લામના મહજબ પ્રમાણે સખ્ત ગુન્હો છે; પણ સર્વ અધિકાર મારા હાથમાં છે.' નકુમુલ્લાએ પોતાનું હૃદય વ્યક્ત કરવા માંડયું.

'ત્યારે આપની આમાં મતલબ શું છે?'

'હઠીલી ઔરત! મારી મતલબ પૂછે છે? તારા જેવી રૂપવતી સ્ત્રી શું એક આતુર આદમીની મતલબ ન સમજી શકે?'

'આથી તો આપના વિચાર બુરા હોય એમ જણાય છે.'

'મૂર્ખ! અવિચારી! મારા વિચારને બુરા કહી શું તું એ દુષ્ટ કાફિરની મહોબ્બતને વળગી રહેવા માગે છે?'

'આપ અમને કાફિર ન કહો. ખરૂં કહું તો આપ સીધા રસ્તા ઉપર નથી. આ સંસારમાં તે માણસ કદી શાંતિ ગ્રહણ કરી શકતો નથી કે જેના હૃદયમાં પ્રેમ ન હોય! આપ મુલ્લાં છો. મને આશ્ચર્ય થાય છે કે આપ અધમ માણસોને સન્માર્ગ ઉપર શી રીતે લાવતા હશો અને તેમને બોધ શી રીતે કરતા હશો! સમગ્ર બ્રહ્માંડમાં પ્રેમ એ એક અદ્વિતીય વસ્તુ છે. સજીવ–નિર્જીવ સર્વમાં પ્રેમ પ્રાકૃતિક છે. મનુષ્ય ગમે તેટલો નિર્દયી અને પાપી હોય, પરંતુ જે વખતે

તેને પ્રેમનું ધ્યાન આવે છે, તે વખતે એક ક્ષણને માટે તે આખી દુનિયાંને ભૂલી જાય છે અને કેવળ પ્રેમમાં મસ્ત બને છે. મારા પતિ કનકસિંહ આપની દૃષ્ટિમાં અપરાધી છે, દોષિત છે; પરંતુ હું શપથ પૂર્વક કહું છું કે તે મારા ઉપાસ્ય છે, પ્રાણાધાર છે અને મારી દૃષ્ટિમાં તે સંસાર-ભરમાં પવિત્ર છે. પરમાત્માના હૃદયમાં તેમને માટે સ્થાન ખાલી છે.'

જે વખતે કનકલતા દૃઢતાથી ઉત્તર–પ્રત્યુત્તર કરી રહી હુતી, તે વખતે તેના ચહેરાનો રંગ ક્ષણ ક્ષણમાં બદલાઇ રહ્યો હતો. કદી તેના ઉપર આશાની છાયા જણાતી તો કદી નિરાશાથી તેનો ચહેરો ફીકકો પડી જતો. નકુમુલ્લા શાંત-પણે બેઠો બેઠો તેની વાતો સાંભળી રહ્યો હતો, કેમકે એ તો એક અબાધિત નિયમ થઇ ગયો છે કે જ્યારે કોઈ પુ-રુષ સ્ત્રીની સાથે વાર્તાલાપ કરતો હોય છે, ત્યારે બહુધા સ્ત્રીના સૌંદર્યમાં તે દબાઇ જાય છે. નકુમુલ્લાએ કનકલતાની વાતો સાંભળી રહ્યા પછી કહ્યું–'કનકલતા! તારામાં મહો-બ્બત કાંઇ નથી, આ સર્વ વાયડાપણું છે.'

'ભલે તેને તમે વાયડાપણું કહો, પણ મારે મન એ ધર્મ છે.'

'નહિ, અમે એને દીન ઇસ્લામનો ગુન્હો કહીએ છીએ.'

'ગમે તે કહો, હું હવે ઇન્સાફ ચાહું છું. જરા હૃદયમાં દયાને સ્થાન આપો. જુઓ કનકસિંહે કાંઇપણ અપ-

રાધ નથી કર્યો. તેનો ધર્મ હતો કે તેણે મને-પોતાની સ્રીને બચાવવી જોઇએ. કૃપા કરીને એમને છોડી મૂકો. જો કાંઇ અપરાધ જણાતો હોય તો તે મારો છે. કેમકે મેંજ તેમને બોલાવરાવ્યા હતા અને પૈનખાંના જૂલમની સઘળી વાતો મેંજ તેમને લખી મોકલી હતી. એ વાંક માટે ફાંસીએ ચડવા હું તૈયાર છું. મને સત્વર લટકાવી દ્યો. તેમને છોડી મૂકવાનો હુકમ ફરમવવામાં વિલંબ ન કરો. હું એટલો ન્યાય માગું છું.' આટલું કહી કનકલતા બેસી ગઈ. અને ડુસકાં ભરીને રડવા લાગી. તેનું રૂદન સાંભળી ક્રૂર મુલ્લાંથી પણ ત્યાં બેસાયું નહિ. તે પોતાના સ્થાનથી ઉઠયો અને એ ઓરડામાં ફરવા લાગ્યો. કનકલતાએ જાણ્યું કે પોતાની વાતોનું આ નિર્દયના દિલ ઉપર કાંઇક પરિણામ થયું છે; પરંતુ વસ્તુસ્થિતિ એ પ્રમાણે નહોતી. નકુમુલ્લાના હૃદયમાં તો દ્વેષની આગ સળગી રહી હતી. તે ઘણીવારે બોલ્યો—

'કનકલતા! બેશક તારી મહોબ્બત પાક છે. ધન્ય છે એને કે જેને ખુદાએ આવું ઉમદા દિલ આપ્યું છે. હું એક શાહી ઇલ્કાબવાળો મુલ્લા છતાં તારા આવા પાક દિલનો ગુલામ થવા ચાહું છું.'

'હજુર! શું મારી મશ્કરી તો નથી કરતા? શું મારી પરીક્ષા તો નથી લેતા!'

'મેં તારી પરીક્ષા કરી લીધી છે, મશ્કરીનું આ સ્થળજ નથી.'

'તો એવો અઘટિત વિચાર મૂકી દો.'

'એ નહિ બને. કનકસિંહ મોતમાંથી નહિ બચી શકે, એને જરૂર કત્લ કરવામાં આવશે.'

કનકલતા રોતાં રોતાં બોલી-'નિરપરાધી કનકસિંહ! હાય! જો તેઓ મોતથી ન બચી શકે તો પછી મારે જીવવાની દરકાર શું છે? મુલ્લાં સાહેબ! બસ, મને પણ મોતની શિક્ષા ફરમાવો.'

'વિના મોતે મરનારને દોઝખની પ્રાપ્તિ થાય છે. કનકલતા! મનમાંથી કનકસિંહનું નામ દૂર કર; તારો જાન જરૂર બચી જશે અને તું જીંદગીપર્યંત આરામમાં રહી શકશે. હું તને બીજીવાર કહું છું કે આ મુલ્લા તારો ગુલામ છે. તું રહમ કર.'

કનકલતાથી હવે સહન થઈ શકયું નહિ. તે દાંત તળે અધરોષ્ઠ દબાવીને બોલી-'ખબરદાર! દુષ્ટ! પાપી! આવી વાતો હવે વધારે વખત તારા મોઢામાંથી ન કાઢ.'

'અફસોસ! મેં મારા દિલની ખરી હકીકત તને કહી દીધી, છતાં તું જરાપણ ન સમજી. સિંહના સપાટામાંથી શિયાળ કદી બચી શકે નહિ. છતાં ધારો કે તે બચી જાય, અજગરના મોઢામાંથી કદી તેનું ભક્ષ્ય ઉગરી જાય કિન્તુ આ સખ્ત હાથથી બચાવ કરવો એ અશકય છે. કનકલતા! ગમે તેવી તોપણ તું આખર બેગમ છે. તારી બુદ્ધિ પાનીએ હોય છે. વિચાર કરી લે એક તરફ મોત અને

બીજી તરફ આરામ છે. એક તરફ દુઃખ અને બીજી તરફ નર્ક અને બીજી તરફ સ્વર્ગ છે. ભરી બજારમાં સોદો થાય છે. રૂચે તે પસંદ કરી લે.'

'પાપી! મારે કાંઈ પસંદ કરવું નથી. બસ, જલ્દી હવે મને ફાંસી આપી દે.'

'કનકલતા! વિચાર કર. હજુ પણ એકવાર હું તને સમય આપું છું.'

'મારે સમય નથી જોઇતો. મેં બહુજ વિચાર કરી લીધો છે. નીચ! મુલ્લાનું નામ અને આવું કામ? અફસોસ! પાક ઇસ્લામીઓના ઉપદેશની આવી વર્તણુક! ધિક્કાર છે તારી જીંદગીને! એક દુઃખી અબળાને ન્યાય આપવાના નિમિત્તે બોલાવી બેઇજ્જત કરવાની કોશિશ કરે છે?'

'અરે, અભિમાની છોકરી! તું મને નીચ કહે છે?' મુલ્લા ક્રોધથી લાલ થઈ ગયો. તેનાથી પોતાનો કોપ શમાવી શકાયો નહિ. તેણે જોરથી કહ્યું-'કોણ છે?'

અવાજ નીકળતાની સાથેજ ચારે તરફથી સિપાઇઓ દોડી આવ્યા અને તે ઓરડો માણસોથી ભરાઈ ગયો. નકુમુલ્લાએ તેમને સંબોધીને કહ્યું-'અનેક પ્રકારે મેં આજે સમજાવી કે હજુ પણ તું તારો ગુન્હો કબુલ કર; મગર તે માનતી નથી. એના શિર ઉપર ઇશ્કનું ભૂત ચડી બેઠું છે. લાચાર, મારે તેને કાયદા પ્રમાણે શિક્ષા કરવી જ પડશે.'

એટલું કહી નકુમુલ્લાએ જ્યાં કનકલતા તરફ નજર

કરી ત્યાં ચાર આંખો એક થતાં તે દુષ્ટને શરમ ઉપજી અને
તરત તેણે નેત્રો બીજી તરફ ખેંચી સિપાઇઓના જમાદારને
ઉદ્દેશીને કહ્યું–' જમાદાર ! આ કેદીઓ કેવી રીતે પકડાયાં
તે તો કહો. '

જમાદારે કહેવાનો પ્રારંભ કર્યો–' ગરિબપરવર! આ બન્ને
ગિરદીખશ સુધી પહોંચી ગયાં હતાં; પરંતુ ત્યાંથી આગળ
વધતાં તેઓ જંગલમાં રસ્તો ભૂલી ગયાં અને અમે એટ-
લામાં તો પાછળ પહોંચીને તેમને પકડી લીધાં. એક પેટી કે
જે હજુરની સામે હાજર છે, તે તેમની પાસેથી નીકળી છે.
સરકાર ! આ એજ પેટી છે કે જે કર્મચંદની પાસે હતી.
એમાં થોડી ન્હાની ન્હાની તરવારો અને થોડું જવાહીર છે. '

' તરવારો હથિયારખાનામાં મોકલી આપો અને જવા-
હીર આ સૈનિકોમાં વહેંચી આપો. અનુમાન થાય છે કે આ લો-
કો બુચિંગના પક્ષના છે; પણ હવે પૈનખાંને બોલાવો એટલે
તેને પૂછીને એમની વિશેષ ખાત્રી કરીએ. '

તરતજ પૈનખાં અને ચંદૂલખાંને હાજર કરવામાં આવ્યા.
નકુમુલ્લાના પૂછવાથી પૈનખાં કહેવા લાગ્યો–' ગરિબપરવર !
પેશાવરમાં કનકલતાનો બાપ આવીને રહ્યા પછી થોડા દિવ-
વસમાં રોજગારથી પૈસાદાર બની ગયો હતો. તે જ્યાં રહેતો
હતો તે જમિન મારા કબજામાં હતી, તેથી મારા હકની
રૂઇએ હું નજરાણું માગવાનો અધિકારી હતો. એક દિવસ
હું તેમાટે તેના મકાન પર ગયો તો કનકલતા અગાશી

ઉપર ઉભી હતી. અમારી ચાર આંખો એક થતાં જ મને ઇસારાથી ઉપર આવવાનું કહી અંદર ચાલી ગઈ. જ્યારે હું અંદર જવા લાગ્યો ત્યારે ઘરનાં માણુસોએ મને અટકાવ્યો. એકાએક ત્યાં તકરાર થઈ પડી જેમાં એક–બે ખૂન પણ થયાં. તે પછી એક વરસ સુધી એ વાતનું કાંઇ નિરાકરણ આવ્યું નહિ. કનકલતા ગુમ થઇ ગઇ હતી. મેં તેને ખોળવા માટે હજારો રૂપિઆ બરબાદ કર્યા, કેટલાએ જાસુસો રાખ્યા; પણ એ કાફિરોએ મને પત્તો લાગવા દીધો નહિ. આખરે એક દિવસ રાત્રે મારા એક માણુસે આવીને ખબર આપ્યા કે કનકલતા તેના બાપના ઘરમાં છે. તેથી હું કેટલાક માણુસોં સાથે તેના મકાન ઉપર ગયો. મારામારીનો બીજીવાર સમય આવ્યો. ઘરના કેટલાક માણુસોને બંદીવાન કરી હું છત ઉપર ચડી ગયો, પણ એટલામાં તો એ દુષ્ટ કનકસિંહ આવી પહોંચ્યો અને મને નીચે ધકેલી એકદમ તે કનકલતાને લઇ નાસી ગયો. શુક્ર છે કે આપની મહેરબાનીથી તે આજ પકડાયો. હજુર ! જુઓ, કાફીરે કેટલી દુષ્ટતાથી મારી એ માશુકને નસાડી દીધી ! એમ કરવાનો શું એને અધિકાર હતો ? '

' ના, બીલકુલ નહિ. ' નકુમુલ્લા ન્યાય ચૂકવવા લાગ્યો.–' કાફિરો બહુ લુચ્ચાઈ કરે છે. બ્યૂર ! તેણે જેવું કર્યું છે તેવુંજ તે પામશે. જમાદાર ! આ રંડાને બાંધીને લઇ જાઓ અને કાલે મેદાનમાં બન્નેને આગથી બાળી મૂકવામાં આવશે. કે જેથી કાફિરો ફરીને એવું કામ કરતાં અટકશે ! '

તે પછી સર્વ માણુસો વીખેરાયાં અને સિપાઇઓ કનકલતાને જેલખાનામાં લઇ ગયા.

## પ્રકરણ ૭ મું.

### ધર્મે જય.

કનકલતા અને કનકસિંહના ચહેરા જેવી રીતે પ્રાણુદંડનો હુકમ સાંભળી પીળા પડી ગયા હતા, તેવીજ રીતે સૂર્ય ભગવાનનો ચહેરો પણ આ વખતે મ્લેચ્છોનો અન્યાય જોઇને શોકથી પીતવર્ણનો થઈ ગયો છે. નિશાદેવીએ જો કે વિજય પ્રાપ્ત કરી લીધો છે, પરંતુ તે હજુ સિંહાસનારૂઢ થઇ નથી. સ્વતંત્ર વિહાર કરવાવાળાં પક્ષીગણ આ ભીષણ અન્યાય અને પરિવર્તનને જોઈ–નિરપરાધ કેદીઓના દુઃખથી મર્માહિત થઇ રોઈ રહ્યાં છે. બિચારી કનકલતાને જે અંધારી ઓરડીમાં પૂરવામાં આવી હતી તેમાં એક કલાક દિવસ રહ્યો ત્યાં અંધારૂં થઇ ગયું; પરંતુ તેને એ વખતે તેની જરાપણ ચિંતા નથી. તે એક ખૂણામાં બેઠી બેઠી પોતાની વર્તમાન દશા ઉપર વિચાર કરી રહી છે. “ તે વિચિત્ર કિલ્લાના વૃદ્ધનું વચન મિથ્યા થાય એમ લાગે છે. તેણે કહ્યું હતું કે તું યશ મેળવશે; પરંતુ જ્યાં મોતનો હુકમ મળી ચૂકયો છે, ત્યાં બીજી આશા શું રાખવી ? જીવનની પણ આશા નથી ત્યાં પરોપકારની વાતો તો દૂરજ રહી ! પરંતુ હું બહુ સ્વાર્થી

છું. એ વૃદ્ધે એમ પણ કહ્યું હતું કે તારા ઉપર હજારે આપદાઓ આવશે, પણ તું સર્વથી બચી જશે. ધારો કે હું બચી જાઉં, તોપણ આ જીંદગીને ધિક્કાર છે ! કારણ કે મારા વ્હાલા—મારા જીવન સર્વસ્વ કનકસિંહને જીવતા બાળી મૂકવામાં આવશે તો મારૂં જીવન વૃથા છે ! પ્યારા કનકસિંહ ! તમેજ મારા પ્રાણધાર છો. તમારા સિવાય મારે આ સંસારમાં બીજું કોઈ નથી. હાય ! એ સુકુમાર શરીર જે શાલ-દુશાલામાં લપેટાતું રહેતું હતું તે આગમાં બાળી મકવામાં આવશે ? કેવું ભયાનક દૃશ્ય ! મારા સ્વામી ! મારા શિરતાજ ! તમને બાળી મૂકવામાં આવે ને શું હું જીવતી રહું ? નહિ, કદી નહિ, અરે, મૃત્યુ ! તું જલદી આવ અને મારા ઉપર વજ્ર બનીને તૂટી પડ. આ દુખિયારીને હવે જીવવાની ઇચ્છા નથી. કારણકે........ '

જ્યાં તે એટલુંજ બોલી કે તરતજ એક દીવો આવતો જણાયો. ક્ષણવારમાં કનકલતાની કોટડીનું તાળું ઉઘડયું અને રિવાજ મુજબ કનકલતાની પાસે એક મૌલવી દીન-ઇસ્લામ કબુલ કરાવવા આવ્યો. મૌલવીએ તે કોટડીમાં પગ મૂકતાંજ કહ્યું—' નાદાન છોકરી ! તારૂં મરણ સમીપમાં આવ્યું છે—બાર કલાકજ માત્ર બાકી છે. '

કનકલતા ચમકી—' અરે આ અવાજ તો મારો પરિચિત છે ! '

મૌલવીએ એ સાંભળી પોતાનો સાફો ઉતારી દીધો

અને કહ્યું–' કનકલતા ! હજુ પણ સમજી જા. તને સમજાવવા માટે હું મૌલવી થઇ આવ્યો છું. આ છેલ્લી તક છે. '

કનકલતાએ કહ્યું–' શું આપ કબ્રમાંથી મારી પાછળ આવશો ? '

' મેં જાણ્યું કે હવે તારી અક્કલ ઠેકાણે આવી ગઇ હશે. જો સમજ તો હજુ પણ હું તને મરણના મોઢામાંથી છોડાવી શકીશ. પૂર્ણ વિચાર કરી લે; નહિ તો બજારમાં સર્વ લોકોની વચ્ચે જીવતી બાળી મૂકવામાં આવશે. '

' મારા પતિ તરફ સાચી ભક્તિ પ્રકટ કરતાં હજાર વાર બળવાનું હું પસંદ કરૂં છું. ઇશ્વર પાસે માગી લઉં છું કે મને જન્મે જન્મે આવી સન્મતિ આપે કે જેથી મારા પ્રેમની–ધર્મની કસોટી થાય. '

' બદમાશ ! આ ઘેલછા હવે મૂકી દે. તારી સામે તારા પતિને બાળી મૂકવાનો મારો હુકમ ફરે તેમ નથી. તું જેને પ્રેમ કહે છે તે વિકારનો આવેશ છે. બળી મરવું કાંઇ સહેલું નથી. તારા હિતની ખાતર તું એ દુષ્ટનું નામ છોડી દે '

" ક્રૂર મુલ્લા ! ઇશ્વરી કોપથી ડર. નહિ તો મારા શરીરમાંથી સતનો અગ્નિ પ્રદીપ્ત થઇ તને તો શું પણ તારી સારી સમૃદ્ધિને બાળી મૂકશે. "

' એ બધો મિથ્યા લવારો છે. આખરે તું પસ્તાઇશ. જ્યારે તારા હાથ પગ બાંધી લેવામાં આવશે ત્યારે મારાં વચનો તું યાદ કરીશ. '

'કદી નહિ. બલ્કે ખુશી થઈશ. મને એ વાતનો હર્ષ થશે કે મારા પતિની સાથે સત્ય પ્રેમ પ્રકટ કરવાને માટે–પોતાના ધર્મની રક્ષા કરવાને અર્થે જીવતાં બળી જાઉં છું. પાપી ! જા, હવે મારી સામેથી ચાલ્યો જા; નહિ તો હું શોર મચાવીશ અને તારૂં નામ બદનામ થશે.'

'હું એવી ધમકીથી ડરી જાઉં એવો નથી. તારૂં કહેવું કોઇ સાચું માનશે નહિ. મૃત્યુના ડરથી તને સન્નિપાત થયો છે એમ સૌ ગણી કાઢશે. અને જો કોઈ પૂછશે તો કહી દઈશ કે કેદીને છેવટની સમજુત કરવા આવ્યો છું. ભલા મારી વાત આગળ તારી વાત કોણ સાંભળશે ?'

કનકલતા કંપી ઉઠી–' જા, પાપી ! જા. નહિ તો હમણાં........"

એટલું બોલી તે ઉઠીને ઉભી થઇ ગઇ અને ભૂખી સિંહણની માફક નકુમુલ્લા સામે ઘુરકવા લાગી. એ વખતે તેની આંખો અગ્નિની પેઠે લાલ થઇ રહી હતી. તેનું એવું સ્વરૂપ જોઇને મુલ્લાં ડરી ગયો. તત્કાળ ત્યાં જેલનો દારોગો એક મૌલવીને લઇને આવ્યો. નકુમુલ્લાએ મૌલવીને કહ્યું–' મેં આ હઠીલી ઔરતને બહુ સમજાવી કે તું પોતાની કસુર કબુલ કર; પણ તે માનતી નથી. હવે કાલે બાર વાગે તેને બાળી દેવી પડશે. આશા તો નથી, પણ ખાત્રી કરી જુઓ કે જીંદગીની લાલચ દેવાથી તે ઇસ્લામિયત કબુલ કરે છે ! આવી બહાદુર અને સાચી ઔરતને બચાવવા સારૂ આપણે બની શકે તેટલી કોશિશ કરવી જોઈએ.'

'બહુ સારૂં' કહી મૌલવી કનકલતાની પાસે ગયો. અને નકુમુલ્લા પોતાને નિવાસસ્થાને ગયો. આખી રાત તેને નિદ્રા ન આવી. તે એવી આશામાં જાગતો રહ્યો કે હમણાં કોઈ બોલાવવા આવશે, પરંતુ કોઇ બોલાવવા આવ્યું નહિ. અને એટલામાં સવાર થઇ ગયું.

* * * * * * *

સૂર્યનારાયણ પોતાની અર્ધી મજલ પૂરી કરી માથા ઉપર આવી ગયા હતા. આજ આખા શહેરના માણુસો બજારમાં એકઠાં થઈ રહ્યાં છે. કયાંઇ એક તિલમાત્ર પણ જગ્યા ખાલી નથી ! જો કે ઘણી વખત આ પ્રમાણે કેદીઓને બાળી દેવાની ક્રિયા થતી હતી, કિન્તુ આજના જેવી માણુસોની ભીડ પહેલાં કદી થઈ નહોતી. વળી આજ ઘણા લોકોના ચહેરા પર ઉદાસિનતા પણ દેખાઇ આવે છે, કારણ કે કનકલતા જેવી સૌંદર્યવતીને આવો કઠિન દંડ આપવાનું ઘણાને રૂચતું હોય એમ જણાતું નથી ! ચારે તરફ આ જૂલ્મ વિરૂદ્ધ છાની ચર્ચા થયા કરે છે. બરાબર બાર વાગ્યાને સુમારે ક્રૂર નકુમુલ્લાં પોતાનાં માણુસો સહિત ત્યાં આવ્યો. અને ખાસ તૈયાર કરાવેલા ઉંચા આસન ઉપર જઈ બેઠો. બજારમાં પ્રથમથી જ બે ચીતાઓ તૈયાર કરાવવામાં આવી હતી. કનકસિંહ અને કનકલતાને જુદાં જુદાં બાંધી દીધાં.

ચિતાની છેક સમીપ જતાં કનકસિંહ બોલ્યો—' પ્યારી કનકલતા ! વિચલિત થઇશ નહિ. આપણી કીર્તિ દુનિયામાં અમર થશે. '

કનકલતાએ કહ્યું--' ધર્મો રક્ષતિ રક્ષિતઃ વ્હાલા ! વિચલિત થવાનું કાંઇ કારણ નથી. હમણાં થોડીવાર પછી આપણે બન્ને સ્વર્ગમાં જઇ મળીશું. '

કનકલતાના એ વક્તવ્યથી ઘણા એક પ્રેક્ષકોનાં રોમાંચ ઉભાં થઇ ગયાં. લોકો તેના સાહસને અને દૃઢતાને વખાણવા લાગ્યા. નકુમુલ્લાએ એકદમ આજ્ઞા કરી-' બન્નેને જલદી સળગાવી દ્યો અને પ્રેમની મીઠી મઝા ચાખવા દ્યો.

હુકમ મળતાંજ જલ્લાદે અગ્નિને તૈયાર કર્યો. પ્રેક્ષકોમાં વિલક્ષણ ગડબડ મચી રહી. સૌ પોતાનો જીવ બચાવી નાસવા લાગ્યા. આ અવ્યવસ્થાનું કારણ જાણવા સારૂ નકુમુલ્લાએ ગરદન ઉઠાવી જોવા માંડયું તો એક બહાદુર અશ્વારોહી હાથમાં નાગી તરવારો લઇ પોતાના ત્રણસો સાથીઓ સહિત ચાલ્યો આવતો જણાયો. તેમની તરવારો, ભાલાઓ અને બરછીઓ સૂર્યના પ્રકાશમાં ચળકી રહ્યાં હતાં. તેમને આવતા જોઇને પ્રેક્ષકો નાસવા લાગ્યા. તેઓ તરતજ ચિતાઓ પાસે ગયા અને આગળના સરદારે કનકસિંહ તથા કનકલતાનાં બંધન છોડી નાંખી ચિતામાંથી તેમને બહાર કાઢયાં. હજુ અગ્નિ બરાબર સળગ્યો નહોતો અને આ ઘટના બહુજ થોડી ક્ષણમાં ઘડાઈ. નકુમુલ્લાએ ઉભા થઇને પૂછ્યું-' તું કોણ છે કે જે આ પ્રમાણે ઇસ્લામી કાયદામાં દખલ પહોંચાડે છે ! જો તું કાબુલના અમિરનો સરદાર હોય તોપણ આ ...માં હાથ નાખવાનું તારે કાંઇ કારણ નથી; કેમકે હું

અહીંનો મુલ્લાં છું અને મારો પૂરો અખ્તિયાર હોવાને લીધે મેં કાફિરોને મોતની શિક્ષા ફરમાવી છે.'

તે સરદારે તરવાર દેખાડતાં કહ્યું-'હું સરદાર બરદાર કાંઇ નથી. મારૂં નામ બબરચિંગ છે. મારા ભાઇઓને આવા જાલિમોના હાથમાંથી બચાવવા એ મારૂં કર્તવ્ય છે, તેથી હું તેમને છોડાવીને લઈ જાઉં છું.'

બબરચિંગનું નામ સાંભળતાંજ ચારે તરફ નિઃશબ્દતા છવાઈ ગઇ. તે દળમાંના બે સવારોએ આગળ આવી કેદીઓને ઘોડા અને બુરખો આપ્યાં. બુરખો કનકલતાએ પહેરી લીધો અને બન્ને જણાં ઘોડાઓ ઉપર સવાર થયાં; પછી સર્વના જોતા જોતામાં ત્યાંથી સૌ ચાલતા થઇ ગયા. નકુમુલ્લા સ્તબ્ધ થઇ જોઈ રહ્યો. જો કે તેની પાસે માણુસો કાંઈ થોડાં નહોતાં, પણુ કોઇની એટલી હિમ્મત ન થઇ કે તેઓ કેદીઓને તેમના હાથમાંથી છોડાવી શકે !

બબરચિંગને રસ્તામાં ચાલતાં કનકસિંહે કહ્યું-'પ્યારા મિત્ર ! એ નથી સમજાતું કે હું કઈ રીતે તમારા ગુણાનુવાદ કરૂં. નિસ્સંદેહ ! તમે દુષ્ટોનું દમન કરનાર દૈવી પુરુષ છો.'

બબરચિંગે જવાબ આપ્યો-'હું કોઇ પણુ પ્રકારે તમારા ધન્યવાદને ગ્રહણુ કરવા યોગ્ય નથી. તમારે કર્મચંદના અનુગૃહિત થવું જોઇએ.'

'અરે, બિચારા કર્મચંદની પેટી પણુ તે દુષ્ટોએ અમારી

પાસેથી પડાવી લીધી. તેમાં કાંઇક જવાહીર અને થોડી ન્હાની ન્હાની તરવારો હતી.'

'કાંઇ ચિંતા નહિ, હું મારી પાસેથી કર્મચંદ્રને બધું આપીશ. કહો, બીજું તો કાંઇ નુકશાન નથી થયું ને?'

'ના.'

તે પછી ઘોડાઓ દોડાવી મૂકયા. લગભગ બે મૈલ આ-લ્યા પછી બબરચિંગે કનકસિંહને પૂછયું–' તમે હવે કયાં જશો ?'

'કયાં જવું, એ કાંઇ સૂઝતું નથી. ગિરદીખશની સરહદ ઓળંગી ગયા પછી મુલ્લાનું જોર કમી થઇ જશે.'

'હા, જો કે એ આર્યદ્રોહિઓ પાસેથી કાંઇ સારી આશા ન કરવી જોઇએ; પરંતુ એટલું તો નક્કી છે કે ત્યાંનો મુલ્લાં દુષ્ટ નથી. ઠીક, મારા આ સો સવારો લઇ તે તરફ ચાલ્યા જાઓ. દિલગીર છું કે મારે હજુ કેટલુંક કામ કર-વાનું બાકી છે; નહિ તો હું તમારી સાથે ત્યાં સુધી આવત.'

'તમે મારા પર જેટલો ઉપકાર કર્યો છે તેટલો શું થોડો છે? આપની ભલાઇથી જ અમારા જાન બચ્યા છે.'

એ સાંભળી બબરચિંગે માથું નમાવ્યું અને તરતજ પોતાનાં બીજાં માણુસો સાથે ત્યાંના ભયંકર જંગલમાં વળી ગયો. કનકસિંહ પોતાની સ્ત્રી તથા વાઘેલા સો સવારો સહિત સીધા માર્ગ ઉપર જવા લાગ્યો.

નકુમુલ્લા જ્યારે આશ્ચર્યમાંથી જાગૃત થયો ત્યારે પોતાની

એ અપ્રતિષ્ઠા, માનહાની અને કનકસિંહનું સ્ત્રી સહિત નાસી છૂટવું વગેરે ઘટનાઓ ઉપર પશ્ચાતાપ કરવા લાગ્યો. મુલ્લાજીની સૂરત એ વખતે જોવા લાયક હતી કયારેક તે કનકલતાના નામની બૂમ પાડતો અને કયારેક તે હાય હાય કરી રોવા લાગતો. ઘણી મુશ્કેલીથી તેણે પોતાનું ચિત્ત સ્થિર કર્યું. પછી પેનખાં તથા ચંડૂલખાંને બોલાવ્યા. જ્યારે તેઓ હાજર થયા ત્યારે તેણે પૈનખાંને પૂછ્યું–' તે બન્ને કઇ તરફ ગયાં ? '

પૈનખાંએ જવાબ આપ્યો–' હજુર ! થોડા સવારોની સાથે તેઓ ગિરદીખશની સીધી સડકે ગયાં છે. અને બખરચિંગ પોતાના સાથિયો સાથે જંગલની તરફ વળ્યો છે. '

' બહુ શરમની વાત છે. જો બદલો ન લેવાય તો આપણી માનહાનિનો કાંઇ છેડો રહે નહિ. પૈનખાં ! તમે મદદ કરશો કે નહિ ? આમાં તમારી જ અપ્રતિષ્ઠાનો સવાલ છે, '

' હજુર ! એમાં શું પૂછવું ? હું તથા ચંડૂલખાં સર્વરીતે તૈયાર છીએ. બાકરઅલ્લી નામનો જે લુંટારો એ જંગલોમાં રહે છે, તેની મદદ લઇએ તો તે કાબુલથી પણ કેદીઓને બાંધી લાવી શકશે. '

' ત્યારે અવશ્ય તેમ કરો. પણ એ વાતનો ખ્યાલ રાખજો કે જ્યારે તેમને પકડી લાવો ત્યારે મારા સિવાય બીજા કોઇને તેની જાણ કરશો નહિ. કામ થઈ ગયા પછી હું એક હજાર અશરફીઓ અને છ અરબ્બી ઘોડા તમને ઇનામમાં આપીશ. આ થોડી અશરફીઓ રસ્તાના ખર્ચને માટે

લઈ જાઓ.' એમ કહી તેણે એક કોથળી આપી.

પૈનખાં અને ચંડુલખાં ત્યાંથી વિદાય થઇ યોગ્ય તૈયારી કરી ગિરદીખશને માર્ગે ચાલ્યા. તેમના ગયા પછી મુલ્લા મનમાં વિચાર કરવા લાગ્યો. 'તે બન્ને જણા જરુર ફત્તેહ મેળવશે. પૈનખાં કનકલતાને કેદ કરવામાં બાકી રાખશે નહિ. હું કનકસિંહ પાસેથી પૂરેપૂરો બદલો લઇશ. અને કનકલતાને જરૂર મારી બીબી બનાવીશ.' એમ વિચાર કરતો તે ઉઠયો અને સિપાઇઓને સાથે લઈ બીજા કેદીઓની તપાસ કરવા જેલખાનાની તરફ ચાલ્યો.

---

## પ્રકરણ ૮ મું.

### લુંટારો બાકરઅલ્લી.

જે સમયની ઘટનાનું વર્ણન આ વાર્તામાં કરવામાં આવે છે તે સમય બહુ જ ભયંકર હતો. એ વખતે અફગાનિયો અને અફરિદિયોની ક્રૂરતા કેટલી વધી પડી હતી તે વાચકો સારી રીતે સમજી ગયા હશે. બિચારા નિઃસહાય હિન્દુઓ ઉપર ભયાનક અત્યાચારો થતા હતા. અને પરમાત્મા સિવાય તેમનું કોઇ સાંભળનાર નહોતું. તેમના જાન, માલ અને મર્યાદા ઉપર ન્હાના પ્રકારનાં આક્રમણો થયા કરતાં હતાં. સ્થળે સ્થળે તેમને અપ્રતિષ્ઠિત બનાવવામાં આવતા હતા. શાસનકર્ત્તાઓ ધર્મદ્વેષ અને મદાંધતાથી ભરેલા હતા. તેમની દૃષ્ટિ સામે

ભીષણ દૃષ્યો ઉપસ્થિત થતાં ત્યારે તેઓ હિન્દુઓનાં મૃત્યુને કુતરાં-બિલાડાનાં મોત જેવાં ગણી તે તરફ ધ્યાન આપતા નહોતા !

ખૈબરના ' કિલ્લામાંથી નીકળી બીજે દિવસ સંધ્યા સમયે કુંવારી કન્યાઓનો સંઘ જલાલાબાદના પહાડી માર્ગ ઉપર ચાલ્યો જતો હતો. એ રસ્તો બન્ને તરફથી મોટાં ઘટાદાર વૃક્ષોથી ઢંકાયલો હતો. સર્વની આગળ કન્યાઓની રક્ષિકા એક તાતારી સ્ત્રી હાથમાં ઉઘાડી તરવાર લઇ ઘોડા ઉપર બેઠી હતી. તેની પાછળ ડાબા હાથ ઉપર કુન્દનની શિબિકા અને જમણા હાથ ઉપર એક બીજી સુંદરીની પાલખી હતી. કુન્દનને અલમાજદના કિલ્લાવાળા બુઢ્ઢાની ભવિષ્ય વાણી છૂટકારાની આશા આપી રહી હતી; કિન્તુ જ્યારે તેને જણાતું કે કાબુલની છેક પાસે પહોંચી ગઈ છું, ત્યારે તે નિરાશ થઇ જતી હતી અને તેની સર્વ આશાઓ ધૂળમાં મળી જતી હતી.

એ પહાડી રસ્તાની ડાબી તરફ વૃક્ષોના સમૂહમાં છૂપાતો એક સવાર પણ ધીરે ધીરે ચાલ્યો જતો હતો. તે ક્ષણે ક્ષણે કુન્દનની ડોળી તરફ એવી રીતે જોતો હતો કે તેનો ઇરાદો સ્પષ્ટ જણાઇ આવતો હતો. તેની ઇચ્છા એવી હતી કે પ્રસંગ મળે તો આક્રમણ કરી કુન્દનને નસાડી જવી. કિન્તુ જ્યારે તે શાહ અબ્દુલરહમાનના ક્રોધનો વિચાર કરતો ત્યારે તેની હિમ્મત તૂટી જતી અને તે ઊંડા વિચારોમાં પડી જતો.

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તે સવાર બરાબર એવી રીતે ચાલતો રહ્યો કે તે સર્વને જોઇ શકતો, પણ તેને કોઈ જોઇ શકતું નહોતું. આખરે તેઓ એક ગાઢ જંગલમાં પહોંચ્યાં; કે જ્યાં તેને મોટા માર્ગને બદલે ન્હાની પગડંડી ઉપર ચાલવું પડ્યું. હજુ તે એ પગડંડી ઉપર થોડે દૂર પણ નહોતો ગયો, એટલામાં તો કડકડ કરતી વૃક્ષની એક ડાળી ઉપર પડી. સવાર ચમકીને ઉભો રહ્યો, એટલે ચાર હથિયારબંધ સવારોએ તે ઝાડીમાંથી નીકળી આવી તેના ઉપર આક્રમણ કરી કેદ કરી લીધો.

એક સવારે પોતાના સાથીને કહ્યું–' ભાઇ ! આ તો કોઇ કાફિર જણાય છે ! ચાલો, તેને આપણા સરદારની પાસે લઈ જઇએ, જેમ મરજીમાં આવશે તેમ તેઓ કરશે. '

બીજાએ અનુમતિ આપી–' બસ, એજ ઠીક છે; તેનું નામ ઠામ તો પૂછી લઇએ. '

ત્રીજાએ કહ્યું–' પૂછો. '

બીજા સવારે આગળ વધી પૂછ્યું—' તમારૂં નામ શું છે અને તમે ક્યાંના રહેવાશી છો ? '

તે સવારે જવાબ આપ્યો—' મારૂં નામ ગોવિન્દ-ઠાકુર છે. તમે મને ક્યાં લઇ જાઓ છો ? '

હવે વાચકો સમજી ગયા હશે કે એ મનુષ્ય પૂર્વ પરિચિત ગોવિન્દઠાકુરજ છે; કે જે ખૈબરની સરામાં કનકસિંહ અને કનકલતાની સાથે હતો અને તેમની ઉપરનું વારંટ જોઇ તેમની ખોળ માટે નીકળ્યો હતો.

નામ સાંભળી પહેલા સવારે કહ્યું—' ઓહો ! ગોવિન્દ-ઠાકુર ! નામ તો બહુ સારૂં છે. અમે સાંભળ્યું છે કે કાફિર લોકો કોઇ ગોવિન્દઠાકુરને પૂજે છે. શું તમે એજ ગોવિન્દ છો ? '

ગોવિન્દઠાકુરને એ ઉપહાસથી ક્રોધ ચડયો. તેના મનમાં આવ્યું કે તરવારથીજ જવાબ આપવો, પરંતુ તરત તેનું ધ્યાન બીજી તરફ ગયું. ડોલિયો ઘડીઘડીમાં આગળ વધતી જતી હતી; તેથી ઠાકુરે કહ્યું–' ભાઇઓ ! મને જવા દો, છોડો. '

' અમે તમને છોડી શકીશું નહિ; કારણ કે અમારા શાસક પાસે તમને લઇ જવાની જરૂર છે. '

ગોવિન્દઠાકુરે ચારે તરફ જોયું, પરંતુ તેનો કોઈ સહાયક દેખાયો નહિ. એકલો એ ચાર હથિયારબંધની સામે શી રીતે થઈ શકે ? નિરૂપાય થઇ આખરે તે તેમની સાથે ચાલ્યો. ચાલતાં ચાલતાં તેઓ એક એવા મકાન ઉપર પહોંચ્યો કે જેનો આકાર બહારથી મસજિદના જેઓ જણાતો હતો; કિન્તુ મરામત નહિ થએલી હોવાને લીધે તે છેક જીર્ણ થઈ ગઇ હતી. તેના દ્વાર ઉપર પહોંચી સર્વેએ પોતપોતાના ઘોડા ત્યાં બાંધી દીધા અને પગે ચાલીને તેઓ અંદર પોતાના સરદારની પાસે જઇ પહોંચ્યા. ઠાકુરે જાણી લીધું કે આ અહીંના લુંટારાઓનો સરદાર છે. સરદારે પોતાના સિપાઇઓ સાથે કાંઇક વાતચીત કર્યા પછી

પૂછ્યું-'કહો ગોવિન્દ ! અમને શું આપશો ?'

ગોવિન્દ ઠાકુર ગભરાએલો હતો. તેણે ધાર્યું કે પાસે જે કાંઇ છે તે આપી દેવાથી છુટકારો થશે. તેથી આગળ પાછળનો વિચાર કર્યા સિવાય તેણે કહી દીધું—'આપ જાણો છો કે મુસાફર લોકો પોતાની સાથે વધારે અસબાબ લઇને સફર કરતા નથી. એક થેલી અશરફીઓની મારી પાસે છે તે લઇ લ્યો અને મને જવા દો.'

સરદારે કહ્યું—'તમારી પાસે છે તેટલું તો અમારા કબજામાં આવી ગયેલું અમે માનીએ છીએ, પણ છુટકારાના બદલામાં વિશેષ શું આપશો ?'

ગોવિન્દઠાકુરે પોતાના જલ્દી છુટકારાના ખ્યાલથી કહ્યું—'જો મને છોડી મૂકો તો હું મારે ઘેર ગયા પછી તમને એક હજાર અશરફીઓ મોકલીશ.'

'જ્યાં સુધી અમારી પાસે રૂપિયા નહિ આવે ત્યાં સુધી અમે તમને છોડી શકીશું નહિ.'

ગોવિન્દઠાકુર એ સાંભળી હતાશ થઈ ગયો. તેણે કંટાળીને કહ્યું—'હું એક મિત્રને ચિઠ્ઠી લખી આપું છું, તમે માણસ મોકલી રૂપિયા મંગાવી લેજો; પૈસા આપવામાં તે કાંઇ આનાકાની કરશે નહિ. સરદાર ! કૃપા કરી મને છોડો હું મારે રસ્તે ચાલ્યો જાઉં.

'નહિ, અમારામાં એવો કાયદો નથી. તમે કોઇ ઇષ્ટ વસ્તુની શોધમાં ગભરાયા હો તેવા લાગો છો.'

'હા, કુંવારી કન્યાઓમાં મારી એક પ્રેમિકા છે, તેને છોડાવવા માટે જતો હતો.'

'જો અમે તેને છોડાવી લાવીએ તો?'

'તો તે મહેનતના બદલામાં એક હજાર અશરફીઓ વધારે આપીશ.'

'પછી જવાની ઉતાવળ તો નહિ કરોને?'

'બિલ્કુલ નહિ, ચાહે તો એક મહિના સુધી રોકી રાખજો.'

'દગો તો નહિ કરો કે?'

'એ શું બોલ્યા? સારા માણસો કદી દગો-ફટકો કરે છે?'

'પ્રથમ સારા જણાતા માણસો પાછળથી શયતાન્ નીકળે છે. માટે યાદ રાખજો કે જો તે પ્રમાણે કરશો તો બૂરી રીતે માર્યા જશો. તમારા હાથ પગ બાળી દેવામાં આવશે. શરીરમાં લોઢાના તપાવેલા ડામ દેવા પડશે અને તમે તરફડી તરફડીને મરી જશો.'

'પણ હું કપટ કરૂં તો ને?'

'ઠીક ત્યારે, લ્યો આ કાગળ અને લખી આપો તમારા મિત્ર ઉપર ચિઠ્ઠી.'

ગોવિન્દઠાકુર કાગળ લઈ લખવા લાગ્યો તો એટલામાં કોઈએ આવી દ્વાર ઉપર અવાજ કર્યો. એક લુંટારો બહાર જઈ પાછો આવ્યો અને કહેવા લાગ્યો—'બાકરઅલી

સાહેબ! પાસેની સરાવાળાનો છોકરો આવ્યો છે અને કહે છે કે ચંડૂલખાંએ હજુરને યાદ કર્યા છે. વળી તે કહે છે કે આ મામલામાં બહુ સારી રકમ મળવાની છે. અને તેટલા માટે સરકારને જલ્દી બોલાવ્યા છે.'

'આવેલો લાભ હાથથી ન જવા દેવો જોઇએ' એમ કહીને તે ઉઠયો. અને હાજીઓના જેવું વેશપરિવર્તન કરી તરત તે છોકરાની સાથે ચાલ્યો. જે સરામાં ચંડૂલખાં ઉતર્યો હતો તે લગભગ એક મૈલ દૂર હતી. બન્ને ચાલીને ત્યાં પહોંચ્યા. ચંડૂલખાં તેને જોતાંજ ઓળખી ગયો; કેમકે તે પહેલાં પણ તેણે તેને કેટલીએ વાર હાજીના પોશાકમાં દેખ્યો હતો. ખુશી થતાં થતાં ચંડૂલખાંએ કહ્યું—'કહો, પૈસા પેદા કરવાની મરજી છે?'

બાકરઅલીએ પૂછયું—'શું કોઇ આશકને પોતાની માશુકના મેળાપની ખ્વાહિશ છે? કે કોઇ શાહુકાર પોતાનું લેણું વસુલ કરવા ચાહે છે? બોલો એ બેમાં કઇ બાબત છે?'

ચંડૂલખાંએ બાકરઅલીને દૂર લઇ જઇ ઘણીવાર સુધી સમજાવ્યો અને પછી કહ્યું—'મુલ્લા નકુમુલ્લા એક કાફિર નારી ઉપર મોહિત થઇ રહ્યા છે, તે સ્ત્રી પોતાના ખાવિન્દ કનકસિંહની સાથે હમણાં બે કલાક પહેલાં આ રસ્તેથી ગઇ છે. બન્ને આ સરામાં રહ્યાં હતાં. એમનો ઇરાદો કાબુલ જવાનો છે. તેઓ બુતખાકના રસ્તામાં જરૂર કયાંઈક મુકામ કરશે.'

'તો શું કનકલતાને કેદ કરી મુલ્લાને હવાલે કરવી છે?'

'બસ બસ એજ કામ તમારે કરવાનું છે.'

'એ તો મારા હાથની રમત છે, પણ આ બીજા આદમી આપની સાથે કોણ છે?'

'એમનું નામ પૈનખાં છે. તેઓ પણ કનકલતાના આશક છે. તેમની ઇચ્છા બન્નેને કેદ કરી પોતાની આંખો સામે જીવતા બાળી મુકવાની છે.'

'ત્યારે તો કનકસિંહને પણ કેદ કરવો પડશે.'

'તેમાં શું? તમને સારી રકમ ઇનામમાં મળશે. મુલ્લાં ઇન્સાફની દુહાઇથી તેમની ગિરફતારી ચાહે છે. કેવો સરસ મામલો છે? ગમે તેમ હોય આપણે તો પૈસાનું કામ છે.'

'હા. મુરદું ચાહે તો દોઝખમાં જાય કે ચાહે તો બિહિશ્તમાં જાય, આપણે તો કામ સાથે કામ છે. પણ હવે કહો, મારે કેવી રીતે કાર્ય કરવું?'

'બરાબર અવસર જોઇને તેમને પકડી લેવાં. અમે આગળની સરામાં તમારી રાહ જોઇશું. નકુમુલ્લાના કેટલાક સિપાઇઓ પણ ત્યાં રહેલા છે.'

'બહુ સારૂં. કાંઇ હરકત નહિ. બન્ને કામ થઇ જશે. બુતખાકમાં કનકસિંહ અને કનકલતા બન્નેને પકડી લેવામાં આવશે. તમે જાઓ, હું તમને બે ત્રણ દિવસમાં ગિરદીશના ડુંગરાઓમાં મળીશ. પણ હા, મને જરા એ લોકોની નિશાની તો આપો.'

ચંડૂલખાં કહેવા લાગ્યો–'કનકસિંહ લાંબા કદનો ને પાતળો નવજવાન છે. તેના મોઢા ઉપર ફિક્કાશ છે. કનકલતા તેની સાથેની ઔરતનું નામ છે.'

'બસ, એટલીજ જરૂર છે.' એમ કહી ચંડૂલખાને તેણે એક ઈસારો કર્યો. તરતજ ચંડલખાં ઉઠયો અને પૈનખાંની પાસેથી પાંચસો અશરફિયો બાકરઅલ્લીને અપાવી.

જે ઓરડામાં આ બધી ઘટના ઘડાતી હતી, તેની પાસેના એક ઓરડામાં બખરચિંગનો એક જાસુસ રહેલો હતો. જો કે તે બિચારો આ લોકોની ભાષા સમજી શકતો નહોતો, તથાપિ વારંવાર કનકસિંહ તથા કનકલતાનાં નામ સાંભળી તે સમજી ગયો કે જરૂર દાળમાં કાંઇક કાળું છે. તે અનુમાનથી કેટલીક ઘટના સમજી જઈ ચંડૂલખાંએ નકુમુલ્લા ઉપર મોકલેલા કાસદની પાછળ પત્ર પડાવી લેવા ચાલ્યો; પણ ખૈબરના ત્યાંથી બે માર્ગ જતા હતા; તેથી તેને તે કાસદ મળી શક્યો નહિ. નિરાશ થઈ આખરે તે બખરચિંગને સર્વ ઘટના જણાવવા નીકળી પડયો.

---

## પ્રકરણ ૯ મું

---

### વૃદ્ધની ભવિષ્યવાણી.

કનકસિંહ અને કનકલતા સવારોની સાથે સીધાં ગિરદીખશ પહોંચ્યાં. ત્યાં જઈ તેમણે સવારો તરફ કૃતજ્ઞતા

પ્રકટ કરી તેમને પાછા વિદાય કર્યા અને પોતે એક સ્થલે વિશ્રાંતિ લેવા માટે મુકામ કર્યો. તેઓ મોતના મોઢામાંથી બચ્યાં હતાં; તેથી તેમની પ્રીતિ અધિક વધી હતી. તેઓ ઘણી વાર સુધી પરસ્પર પ્રેમ વાર્તા કરતાં રહ્યાં. જ્યારે કનકલતાએ જોયું કે કનકસિંહનું હૃદય સરોવર પ્રેમના સ્વચ્છ અને નિર્મળ જળથી છલકાઈ આવ્યું છે, ત્યારે તેણે અલમાજદના કિલ્લાની ગુપ્ત વાતો અને બુઢ્ઢાની ભવિષ્ય વાણી કહી સંભળાવી. આજ સુધી જે બાબતો ગુપ્ત રાખી હતી તે ક્રમે ક્રમે પ્રકટ કરી. અંતમાં તેણે તે બુઢ્ઢાએ આપેલું પાકીટ પણ કનકસિંહને આપ્યું. કનકલતાએ તે પાકીટ અત્યાર સુધીની અનેક વિપત્તિયોમાં પણ સાચવી રાખ્યું હતું.

કનકસિંહને પહેલાં તો કિલ્લાનું રહસ્ય સાંભળી તે ઉપર વિશ્વાસ આવ્યો નહિ; કિન્તુ પાકીટ જોવાથી તેનો તે સંદેહ જતો રહ્યો અને તેની ખાત્રી થઈ કે તે વૃદ્ધની ભવિષ્ય વાણીમાં સત્ય રહેલું છે; કારણ કે તેનો જીવ જતો જતો બચી ગયો છે. કનકલતા જ્યારે બોલતી બંધ થઈ ત્યારે કનકસિંહે કહ્યું–'વ્હાલી! હું જાણું છું કે તું મારા કરતાં વધારે હિંમતવાળી અને ગંભિર છે; કિન્તુ તેં તે દિવસ આ અદ્ભુત વૃત્તાન્ત કેમ ન સંભળાવ્યો? નિસ્સંદેહ તે વૃદ્ધે સત્ય ભવિષ્ય વાણી કહી છે, અને તેથી મને પ્રતીતી થઇ છે કે તું જરૂર યશ મેળવી શકશે. હવે આ

કાગળમાં જે સૂચનાઓ લખી છે, તે પ્રમાણે ચાલવું અને તે સુન્દરીને બચાવવાનો પ્રયત્ન કરવો. કુન્દન કોમળ હૃદયની અબળા હશે; તેનું હૃદય પણ તારી પેઠે પોતાના પ્રિયતમને મળવા તલપતું હશે. આ મનુષ્ય યોનીનો એજ ધર્મ છે કે બને તેટલો પરોપકાર કરવો.

'અવશ્ય, દરેક જણે પરોપકાર કરી પોતાનું જીવન સાર્થક કરવું જોઇએ.' કનકલતાએ અનુમતિ આપી.

કનકસિંહે કહ્યું–'પ્રિયે! હવે મારી એ ઇચ્છા છે કે જેવી રીતે તારા દિલમાં મારા માટે માન છે, તેવી રીતે મારે પણ સંસારમાં તારી પ્રતિષ્ઠા વધારવી. વાસ્તવિક રીતે કહું તો વર્ત્તમાન સમયમાં તારા જેવી બીજી સ્ત્રી કોઇ નથી.'

'અન્ય કોઈ સ્ત્રીને પ્રેમની આગમાં આ પ્રમાણે બાળી તો નથી ને? કનકલતાએ વિનોદ કર્યો.

'અરે! એ શું બોલી? પ્રેમના બંધનમાં બાંધવા તારા સિવાય બીજું કોઇ સમર્થ થઈ શક્યું નથી. આપણે બન્ને પ્રેમના મંત્રથી દીક્ષિત થયાં છીએ અને બન્નેનું ભાગ્ય એક બીજાની સાથે બંધાએલું છે. હું તારા પ્રત્યેક કામમાં સહાયભૂત થઇશ, એ તારે નક્કી જાણવું. ચાલો, હવે બૂતખાકમાં જઇને આ પાકીટ વાંચીશું."

કનકલતા બોલી–'જો આપણે જલ્દી ચાલીશું તો સત્વર બુતખાકમાં પહોંચી જઇશું.'

અલમાજદથી ખૈબર સુધી તો એ બન્નેને કુંવારી કન્યાઓનો સાથ હતો. કિન્તુ જ્યારે તેઓ ખૈબરમાં કેદ

પકડાયાં અને ત્યાં નકુમુલ્લાંએ તેમને રોકી રાખ્યાં, ત્યારે કન્યાઓ એક મજલ આગળ નીકળી ગઈ; પછી બખરચિંગે તેમને છોડાવ્યાં, ત્યારે તેઓ ત્વરાથી ચાલવા લાગ્યાં અને પરિશ્રમને ન ગણતાં મુસાફરીમાં આગળ વધવા લાગ્યાં. થોડે દૂર ગયા પછી એક ગામમાં તેમને માલુમ પડ્યું કે કુંવારી કન્યાઓ આખો દિવસ પાસેના એક કિલ્લામાં આરામ કરતી રહી છે. અને હમણાંજ ત્યાંથી રવાના થઇ છે. કનકસિંહ તથા કનકલતાએ પણ પોતપોતાના ઘોડા તેજ કરી દીધા અને થોડી વારમાંજ તેમની પાછળ પહોંચી ગયાં. જ્યારે રાત્રે કન્યાઓ એક કિલ્લામાં અટકી, ત્યારે એ બન્ને પણ એક વૃક્ષની નીચે પડયાં રહ્યાં. સવારે કન્યાઓની સવારી ત્યાંથી આગળ ચાલી, એટલે તે દંપતી પણ ચાલ્યાં; કિન્તુ તેમને હવે એ ચિંતા થઇ હતી કે એ કન્યાઓની પહેલાં બુતખાકમાં પહોંચીને કેવી રીતે તે પાકીટમાંની સૂચનાઓ વાંચી લેવી.

વાચકોને માલમ હશે કે ખબરના લોમહર્ષણ અત્યાચારનો આજ બીજો દિવસ છે. બે પ્રહર વીતી ગયા છે. જ્યારે મુસાફરોને શહેર દેખાવા લાગ્યું ત્યારે કનકસિંહ તથા કનકલતા એ કન્યાઓના ડાબે પડખે ચાલવા માંડયું. તેમનું હૃદય એ શિબિકાઓ જોઇને ભરાઈ આવવા લાગ્યું. વાચકો વિસ્મિત થશે કે તે જંગલમાં ગોવિન્દઠાકુર પણ ચાલ્યો જતો હતો, છતાં તે દંપતીએ તેને કેમ ન દેખ્યો ? અને તેમનો પરસ્પર મેળાપ

કેમ ન થયો ? સાથેસાથે વાચકોને એટલું વિશેષ યાદ હશે કે ગોવિન્દઠાકુર વૃક્ષો અને ઝાડીયોમાં સંતાતો ચાલતો હતો તેથી કોઈ કોઇને જોઇ શકયું નહિ. ચાલતાં ચાલતાં બન્ને પતિ-પત્ની એક મુકામ ઉપર પહોંચ્યાં અને ત્યાં ભોજનાદિથી નિવૃત્ત થઇ માર્ગે પડયાં. તે દિવસની રાત માર્ગમાં એક ન્હાની સરામાં વીતાડી. બીજે દિવસે મધ્યાન્હે બુતખાકમાં તેઓ જઇ પહોંચ્યાં અને ત્યાં તેમણે મુકામ કર્યો.

એ વખતે બુતખાકની હાલત બદલાઈ ગઇ હતી; કેમકે જ્યારથી હબીબુલ્લાખાં કાબુલની ગાદિ ઉપર બેઠો હતો, ત્યારથી હિન્દુઓનો વ્યવહાર કાબુલમાં કમ થઇ ગયો હતો. જે સમયની ઘટનાનો ઉલ્લેખ આ વાર્તામાં કરવામાં આવે છે; તે સમયે કોઈપણ હિન્દુ કાબુલમાં પોતાનો કોઇ ઉત્સવ પાળી શકતો નહોતો. કોઇપણ આર્યપ્રજા પોતાના ધર્મનું પ્રત્યક્ષ રીતે પાલન કરી શકતી નહોતી. કાબુલનિવાસી હિન્દુઓ જ્યારે કદી પોતાના ધાર્મિક ઉત્સવો ઉજવવાની અનુમતિ હાકેમો પાસેથી મેળવવા ઇચ્છતા ત્યારે તેમને બુતખાકમાં જઇને ઉત્સવો કરવાની આજ્ઞા મળતી હતી. આ કારણને લીધે બુતખાકમાં હિન્દુઓને કાંઇક સ્વતંત્રતા હતી. અને તેઓ ઓછી અડચણે પોતાના ધાર્મિક કાર્યો કરી શકતા હતા. ત્યાંના હિન્દુઓએ સમય સમય પર બે ચાર મંદિરો પણ બનાવ્યાં હતાં. અને પોતાના મુસાફિર ભાઇઓને ઉતરવાને માટે એક મુસાફરખાનું તથા ભોજનાલય ખુલ્લાં મૂકયાં હતાં. કનકસિંહ

તથા કનકલતા એ મકાનમાં એક ખૂણામાં આવેલી ઓરડીમાં ઉતર્યાં અને પેલા પાકીટને ઉઘાડયું, તો તેમાંથી એક સોનાની મુદ્રિકા જેના ઉપર 'અબદુલ રહેમાનખાં' લખ્યું હતું, તે તથા એક કાગળ નીકળ્યો. કનકલતાએ તરત તે કાગળને અગ્નિ ઉપર તપાવ્યો. તેમાં સ્પષ્ટ અક્ષરો નીકળી આવ્યા અને બન્ને મળીને તે વાંચવા લાગ્યાં. તેમાં ઉર્દુ જબાનમાં આ પ્રમાણે લખ્યું હતું–'બહાદુર કનકલતા ! તને આ કામ સોંપવામાં આવે છે, પણ જો તું તેમાં બરાબર ધ્યાન નહિ આપે તો તારા ઉપર તેમજ તારા પતિ ઉપર મોટી આફત આવશે. ખબરદાર રહેજે, નહિ તો જે મહોબ્બત તારા પતિની અત્યારે તારી ઉપર છે, તે બદલાઇ જશે અને તે તારો દુશ્મન થઈ જશે. બહાદૂર પુત્રી ! મને પૂરી ખાત્રી છે કે તું કદી પણ આ કામમાં ગલતી કરશે નહિ. તારૂં પહેલું કામ કુન્દનને છોડાવવાનું છે; તેમાં મારી એ શિખામણ છે કે તારો એક વખત કુન્દનની સાથે મેળાપ થશે; તે વખતે તું તેને મુદ્રિકા દેખાડજે. મુદ્રિકા જોતાંજ તે તને પોતાની મુક્તિદાયિની માનશે અને તારા કહ્યા પ્રમાણે ચાલશે. પછી સમય મળતાં તું તેની સાથે તારો પોશાક બદલાવી લેજે, કુંદન તારા કપડામાં કોઇ પણ જાતની અડચણ વિના નાસી છુટશે. તું કુંદનનાં કપડાં પહેરી તેની જગ્યાએ રહેજે. અને જ્યાં સુધી તું કાબુલ પહોંચે નહિ ત્યાં સુધી મોઢા ઉપરથી નકાબ હઠાવીશ નહિ. પહેરેગીર તાતારી ઔરતો તને ઓળખી

શકે નહિ. અને કુન્દનજ જાણે એવી તજવીજ કરજે. કોઈની સાથે બહુ વાતચીત કરીશ નહિ. દિલ ઉપર કાબુ રાખજે. કનકસિંહને માટે ફીકર કરીશ નહિ. મહેલમાં પહોંચ્યા પછી સર્વ કન્યાઓની સાથે તું પણ બાદશાહને સલામ કરવા માટે જજે, અને તે વખતે આ વીંટી તેને દેખાડજે. વીંટી જોઈને એ તને કાંઈક પૂછશે. સર્વ પ્રશ્નોના જવાબ સાચે સાચા આપજે. તું આ પ્રમાણે વર્તીશ કે તરતજ તે તને પોતાની બ્હેન માની લેશે. અને એ રીતે તું જલ્દી અહીં આવી શકશે. કનકસિંહે એટલા અવધિમાં દિલગીર થવું નહિ કે અબદુલ રહમાનખાં સાથે કાંઇ દુશ્મની કરવી નહિ. કનકલતા ! તારી જિંદગીમાં એ પહેલું કામ હશે; છતાં તેમાં તારૂં નામ પ્રખ્યાત થશે. તું તારા સમયની બહાદૂર સ્રિયોમાં પહેલી ગણાશે."

વૃદ્ધની સૂચનાઓ વાંચી કનકસિંહ અને કનકલતા એક બીજાના મોઢા સામું જોવા લાગ્યાં. કનકલતાએ ધાર્યું કે કનકસિંહ અલગ થવાની અનુમતિ આપશે નહિ. આ તરફ કનકસિંહે માન્યું કે કનકલતા મને છોડીને જવામાં રાજી હશે નહિ. થોડીવાર શાંત રહ્યા પછી કનકસિંહે કહ્યું–'પ્રાણેશ્વરી ! આ કામ તને મુબારક હો ! આપણને જેમ આપણું દુઃખ માલમ પડે છે તેમ બીજાના દુઃખથી પણ આપણે દુઃખિત થવું જોઇએ. તું આ કામમાં અગ્રેસર થા. મને તેમાં કાંઈ વાંધો નથી. જ્યાં સુધી બની શકશે ત્યાં સુધી હું તારી સહાયતા કરીશ."

કનકલતા બોલી-' મારા ઉદાર સ્વામી ! તમને ધન્ય છે ! બીજાના દુઃખથી તમે આ પ્રમાણે દુઃખી થાઓ છો એ ગુણ ઘણો વખાણવા લાયક છે. સંસારમાં પોતાનું શ્રેય કરવા માટે તો સર્વ પશુ–પક્ષી પણ તત્પર હોય છે; કિન્તુ તે મનુષ્યનું જીવનજ સાર્થક ગણી શકાય છે કે જે પરશ્રેયમાં તત્પર હોય અને બીજાના લાભને માટે–પરોપકારને માટે જગતમાં અગ્રેસર થતો હોય, હું આપની અનુમતિ મળવાથી ઘણી આનંદિત થઈ છું, અને હવે બમણા ઉત્સાહથી આ કામમાં ભાગ લઈશ. '

આટલું કહી તે પોતાના પતિ કનકસિંહને ભેટી પડી. ફરી સાંજનાં બન્ને જણાં ફરતાં ફરતાં બજારમાં આવ્યાં તો માલમ પડયું કે કુંવારી કન્યાઓ પણ શહેરમાં આવી ગઇ છે, અને આગલે દિવસ જુમા* થશે માટે કાલ સુધી તે કુચ કરશે નહિ. વળી પોતાના ધર્મનું બલિદાન આપતાં પહેલાં તે પોતાના દેવતાઓનાં અંતિમ્ દર્શન તથા પૂજન કરવા જશે. આટલી તપાસ કર્યા પછી તેઓ બન્ને પોતાના મુકામ ઉપર પાછાં આવ્યાં અને કુન્દનને મળવાના વિચારમાં તરંગો કરતાં કરતાં નિદ્રાને વશ થઈ ગયાં.

---

* જુમા ( શુક્રવાર ) મુસલમાનોનો એક ખાસ દિવસ છે. એ દિવસે બહુધા મુસલમાનો કામ કરતા નથી, અને જેઓ આખા સપ્તાહમાં કદી નહાતા નથી કે નિમાજ પઢતા નથી, તેઓ પણ આજને દિવસે નહાય છે અને જુમાની નિમાજ પઢવાનું આવશ્યકીય સમજે છે.

# પ્રકરણ ૧૦ મું.

## વેશ પરિવર્તન.

સૂર્ય ભગવાનની નિદ્રા ચાલી ગઈ. આખી રાત તેમણે જે કાળી ચાદર ઓઢી હતી તે દૂર ફેંકી દીધી. આંખો ઉઘાડીને તેમણે સમગ્ર જગતની તરફ જોયું. તેમનું આગમન જાણી પ્રકૃતિ દેવીએ જગતની ઇમારતો ઉપર સફેદી ફેરવી દીધી અને ચારે તરફ પ્રકાશ જણાવા લાગ્યો, બુતખાક શહેર જે થોડીવાર પહેલાં નિર્જન અને નિરવ થઈ રહ્યું હતું, તે આ વખતે માણસોની ભીડથી ભરાઇ ગયું અને જનકોલાહલથી સર્વત્ર વિલક્ષણ ધમાલ મચી રહી. શુક્રવાર હોવાને લીધે સર્વત્ર કાર્યપ્રવૃતિ બંધ હતી. અને મુસલમાનો સારાં સારાં વસ્ત્ર પહેરી ચારે તરફ ફરતા હતા. શહેરની સઘળી મસજિદો અલ્લાહો અકબરના અવાજોથી શબ્દાયમાન થઈ રહી હતી.

કુંવારી કન્યાઓને પણ આજે તેમની તાતારી રક્ષિકા તરફથી દેવ દર્શન કરવા જવાની પરવાનગી મળી. હિન્દુ મન્દિરોનાં નામ સાંભળી ઘણીએક કન્યાઓમાં એક પ્રકારનો ઉમંગ ઉત્પન્ન થઇ ગયો. તેમના કોમળ વદન જે દુઃખથી મ્લાન થઈ ગયા હતાં, તેના ઉપર હર્ષ અને ઇષ્ટ પ્રેમની એક ઝલક દેખાવા લાગી. કેટલીક ઉચ્ચ વર્ણની કન્યાઓ— જેઓ દેવનો સ્પર્શ કરવાની અધિકારિણી હતી, તેઓએ

પોતાની રક્ષિકા પાસે ઇશ્વર પૂજન કરવાની અભિલાષા પ્રકટ કરી. અલક્ષિત રૂપથી પરિપાલન કરનારી દૈવી શક્તિની પ્રેરણાથી તેમની પ્રાર્થનાઓનો સ્વીકાર થયો. અને જોતા જોતામાં આખા શહેરમાં એ વાત ફેલાઇ ગઇ. નગરના હિન્દુ–મુસલમાન તમામ લોકો તે મંદિરની તરફ, કે જે મંદિરમાં કન્યાઓ દર્શન–પૂજન કરવા જવાની હતી ત્યાં જવા લાગ્યા.

ભક્તવત્સલ ભૂપતિ ભૂતનાથનું તે મંદિર શહેરના મધ્ય ભાગમાં સંગેમરમરના પત્થરોથી બનાવેલું હતું. મ્લેચ્છોથી અપવિત્ર થઇ જવાના ભયને લીધે તેની ચારે તરફ એક મોટી પુષ્પવાટિકા લગભગ અર્ધો મૈલના ઘેરાવામાં એક પાકી ઉંચી દિવાલના ચારે તરફના કબજામાં આવી રહેલી હતી. વાટિકાની અંદર જુદી જુદી સડકો બનાવેલી હતી. સ્થળે સ્થળે સુંદર લતા મંડપો અને શાંતિ નિકેતનો બનાવવામાં આવ્યાં હતાં, ન્હાના ન્હાના કૃત્રિમ કુંડોમાં સ્વચ્છ પાણી ભરેલાં હતાં. ગુલાબ અને મોગરાના પમરાટથી વાટિકા ગ્હેકી રહી હતી. મધ્યભાગમાં એક ફુવારો બનાવવામાં આવ્યો હતો કે જેનું નિર્મળ પાણી હવાનો સાથે ઉંચે ઉડીને વૃક્ષોનાં પર્ણો ને પુષ્પો ઉપર પડતું હતું અને મોતીના કણની માફક ચમકી રહેતું હતું. મંદિરનાં પગથિયાં સુધી ગએલી સડકની બન્ને તરફ મેંદીના છોડની હારો આવેલી હતી જે સજ્જ થએલી સેના સમાન શોભતી હતી. મંદિ-

રનાં ઉંચા શિખરો આકાશની સાથે વાતો કરી રહ્યાં હતાં. અને તેના ઉપરના સુવર્ણ કળશો સૂર્યના પ્રકાશમાં અજબ સુરખી ધારણ કરી પ્રેક્ષકોનાં ચિત્તને હરી લેતા હતા. મંદિરને ચાર દરવાજા હતા અને તેનાં કમાડો ઉપર ચાંદીના પતરાં મઢેલાં હતાં. અંદર ત્રૈલોકય સ્વામી વિશ્વેશ્વરની એક પંચમુખી પ્રચંડ મૂર્તિ બીરાજમાન હતી, જેની સામે વિશાળ નંદી શિર ઝુકાવીને બેઠો હતો. મહાદેવની ડાબી તરફ શૈલ્યકુમારી પાર્વતી તથા જમણી તરફ ગણુનાયક કરિવર-બદન શ્રી ગણુપતિ હતા.

મંદિરમાં આ વખતે એક પણ પુરુષ નહોતો. માત્ર શહેરની બે ચાર સ્ત્રીયો તથા પેશાવરથી આવેલી કેટલીક કુંવારી કન્યાઓ વિદ્યમાન હતી. પુષ્પ, ધૂપ, દીપ વિગેરે પૂજન વિધિ થઇ રહ્યા પછી જ્યારે સર્વ નીચે ઘુંટણુ ઉપર મસ્તક નમાવી સ્તુતિ કરવા લાગી, ત્યારે તેમનાં હૈયાં ભરાઇ આવ્યાં અને તેઓ વિલાપ કરી કરીને રડવા લાગી. જો કે વાસ્તવિક રીતે તેમનું રડવું પોતાનાં પ્રારબ્ધને માટે જ હતું કિન્તુ તેમના દિલમાં એ પણ વિચાર આવતો હતો કે–' પ્રભો ! તમારાં દર્શનનો હવે આ છેલ્લો અવસર છે, અને ભવિષ્યમાં કદી પણ આવી શાંતમૂર્તિનાં દર્શનનો સમય મળી શકશે નહિ, એ અમારી શોકવાર્તા છે.' બીજી કન્યાઓને છોડીને આપણે કુન્દનની તરફ એટલા માટે ધ્યાન આપીએ છીએ કે તેનો આ કથાનકની સાથે વધારે

સંબંધ છે. તે પણ સર્વની પેઠે વિલાપ કરીને રૂદન કરી રહી છે. તેનાં નયનાશ્રુઓ બળાત્કારે રોકવા છતાં રોકાતાં નથી. તે વિચાર કરી કરીને અધિક રડતી જાય છે–'હાય! મારા પ્રિયતમ મને ન મળ્યા? શું તેઓ મારી પાછળ પણ ન આવ્યા? અરે, મારી તેમને જરા પણ મહોબ્બત ન રહી? શું તેમનો પ્રેમ કૃત્રિમ હતો? શું તેઓ મને સદાને માટે ભૂલી ગયા? હાય! પિતાજીએ પણ પોતાની કન્યાને એકદમ વિસારી દીધી! મોહન! શું પ્રેમનું આવુંજ પરિણામ છે? અરે, તમે મારી જરા પણ ખબર ન લીધી! ખયર! હું તમારી નિષ્ઠુરતાનો જરા પણ વિચાર નહિ કરૂં. મરતાં સુધી તમારૂં ધ્યાન આ અભાગિનીના હૃદયથી દૂર નહિ થાય. હાય, પિતાજી! જ્યારે તમારે આવી રીતે તમારા હૃદયના આ ટુકડાને નિરાશ્રિત અને પદદલિત કરવો હતો, ત્યારે તેને ઉત્પન્ન શા માટે કર્યો? જો ઉત્પન્ન કર્યો તો તરત તેનો વધ કેમ ન કર્યો?!! જુઓ, આજ તમારી પ્યારી પુત્રીની સાથે મુસલમાનો કેવું વર્તન ચલાવી રહ્યા છે? અરે! અલમાજદના વૃદ્ધ! તું પણ તારૂં વચન ભૂલી ગયો? અરે, કુટિલ કાળ! મહોબ્બતના નામ ઉપર, ઈશ્વરના નામ ઉપર અને છેવટ પ્યારા મોહનના નામ ઉપર પણ મને આ કેદમાંથી મુક્ત કર."

તે આ પ્રમાણે વિલાપ કરી રહી હતી એટલામાં હાથમાં પુષ્પ તથા બીલીપત્રની છાબડી લઇ એક સ્ત્રી તેની

પાછળથી આવી પડખે બેસી ગઇ અને નીચે બેસતાંજ તેણે કુન્દનને એક ચુટકી ખણી. કુન્દનની દૃષ્ટિ તેના તરફ વળી; અને તે સમજી ગઇ કે મદદ આવી પહોંચી છે. વાચકોનું આશ્ચર્ય નહિ વધારવાના કારણથી અહીં જણાવી દેવું જોઇએ કે તે સ્ત્રી કનકલતા સિવાય બીજી કોઈ નહોતી. ઉભયની દૃષ્ટિ એક થતાં કનકલતાએ ધીમેથી કહ્યું–' બ્હેન ! હું તારી સહાયિકા છું. સાવધ થા. કોઇ એવું વર્તન ન ચલાવવું કે જેથી બીજી કન્યાઓ આ વાત જાણી જાય. જો આ મુદ્રિકા.'

વીંટી જોતાંજ કુન્દનનો ચહેરો પ્રસન્નતાથી ઝળકી ઉઠ્યો. તેની શુષ્ક થઇ ગએલી આશા લતા પુનઃ નવપલ્લવિત થઇ. તે ત્રિપુંડધારી કૈલાસેશ્વરને ધન્યવાદ આપવા માટે પુનઃ નમી. કનકલતા પણ પૂજનની સામગ્રીથી ઉમાપતિનું પૂજન કરવા લાગી. પૂજન કરતાં કરતાં તેણે ધીમેથી પૂછ્યું–' બ્હેન કુન્દન ! તમે જે મહેલમાં ઉતર્યા છો તે હું જાણું છું; પણ આપણને એકાન્તમાં મળવાનો શું કોઇ સમય મળી શકશે ?'

'હા; રાતના અગ્યાર વાગે સમય મળશે. જે મકાનમાં મેં મુકામ કર્યો છે તેની પશ્ચિમ તરફની દિવાલમાં કેટલીક ઉંચાઇએ એક બારી આવેલી છે.'

' બસ, પછી શું જોઇએ ? કામ થઈ ગયું. તું અગ્યાર વાગે ત્યાં તૈયાર રહેજે. હું સાવધાનીથી ત્યાં આવીશ.'

જ્યાં આટલી વાત થઇ હતી ત્યાં બીજી કન્યાઓનું પૂજન સમાપ્ત થઇ રહ્યું. સર્વ ઉઠીને ઉભી થઇ. કુન્દનને પણ તેમની સાથે ઉઠવું પડયું. જ્યારે તે સઘળી ત્યાંથી ચાલવા લાગી ત્યારે કનકલતા પણ ત્યાંથી બહાર નીકળી અને પોતાના પતિની પાસે પોતાના મકાન ઉપર આવી. મુકામ ઉપર આવ્યા પછી મન્દિરની સઘળી ઘટના કનકસિંહને કહી સંભળાવી, જેને સાંભળીને તે પ્રસન્ન થયો અને પછી બન્ને જણાં પોતપોતાનાં આવશ્યકીય કાર્યોમાં લાગી ગયાં.

* * * * *

જ્યારે જમીનથી આરંભી આસ્માન સુધી નિસ્તબ્ધતાએ પોતાનો પુરેપુરો અધિકાર જમાવી દીધો, પરિવર્તનશીલ સંસારે પોતાના કુટિલ ચક્રની ગતિના જોરથી દિવાકરના સ્થાન ઉપર ચંદ્રદેવને બેસાડી દીધો, લોકો શ્રમનિવારણ કરનારી નિદ્રાદેવીની ગોદમાં આનંદપૂર્વક લપેટાવા લાગ્યા, શહેરના રસ્તાઓ કે જ્યાં દિવસે લોકોની ભીડ જામી રહેતી ત્યાં નિર્જનતા પથરાઈ ગઇ, આકાશમાં તારાઓ પરસ્પર ક્રિડા કરવા લાગ્યા, ચંદ્રમાની ઉપર વાદળાંઓ આવી ક્ષણ ક્ષણમાં તેના ચહેરાનો રંગ બદલવા લાગ્યાં અને વાયુની ગતિ છેક મંદ પડી ગઇ, ત્યારે કનકસિંહ અને કનકલતા પોતાની કોટડીમાંથી બહાર નીકળ્યાં અને મકાનોના પડછાયામાં છુપાતાં-સંતાતાં કન્યાઓ વાળા મહેલની પાસે આવી પહોંચ્યાં તો તેમને માલમ પડયું કે કુન્દન પશ્ચિમ તરફની બારી ઉપર પહેલેથીજ ઉભેલી છે.

કુન્દનને જોતાંજ કનકલતાએ પોતાનો રેશમી દોરો તેની તરફ ફેંકયો અને તેણે તેને પકડી લઈ ઉપરની એક મજબુત ખુંટી સાથે બાંધી દીધો. નીચે બન્ને–પતિ પત્ની પરસ્પર ભેટયાં. પછી કનકલતા તે દોરો પકડી કુન્દનની પાસે જઇ પહોંચી. અને કનકસિંહ ત્યાં પાસેના બગીચામાં છુપાઇ ગયો.

કુન્દને પૂછયું—'શું ત્યારે હવે મારે નાસી જવું?'

'અવશ્ય. હું તારી જગ્યા ઉપર રહીશ. મારા પતિ નીચે ઉભા છે. તું તેમની પાસે ચાલી જા, તેઓ તને બ્હેનની પેઠે રાખશે!'

કુન્દન કહેવા લાગી—'મારી વ્હાલી બ્હેન! મને તારી આજ્ઞાઓનું પાલન કરવામાં કાંઇ હરકત નથી, કિન્તુ જ્યારે આ વાત સવારે જાહેર થશે ત્યારે મોટી આફત આવશે. નથી સમજાતું કે તારી સાથે તેઓ કેવી રીતે વર્તશે!"

'તેની ચિંતા તારે કરવી નહિ. હું તારી જગ્યા ઉપર કાબુલ સુધી નિર્વિઘ્ને પહોંચી જઇશ. પણ તું એટલું કહેતી જા કે તું કોઇ ઓરડામાં અલગ રહે છે કે કન્યાઓની સાથે રહે છે?'

કુન્દન બોલી—'હું ઓરડામાં એકલી રહું છું. આ મારોજ ઓરડો છે. મારી સાથે એક કન્યા રહે છે, જેની ડોળી રક્ષિકાના ડાબા હાથ તરફ રહે છે. બિચારી બહુ ખુશમિજાજી છે. જો તે જાગતી હોત તો હું સઘળી વાત તેને કહેતી જાત!

'રસ્તામાં તમને કોઇ જોવા માટે તો નથી આવતું ?'

'ના, મને તથા મારી સાથેની કન્યાને પ્રત્યેક સ્થાન ઉપર એકાન્ત ઓરડો આપવામાં આવે છે.'

'તે કન્યાનું નામ શું છે ?'

'મુન્દર.'

'ઠીક, હવે સમય ન ગુમાવવો જોઇએ. ચાલ, આ પોશાક બદલી લે.'

તે પછી એ બન્ને અંદરના ભાગમાં ગયાં. બત્તી ધીમી ધીમી બળતી હતી અને ઓરડાના અંધકારને દૂર કરતી હતી. તરત બન્ને જણાંએ પરસ્પર કપડાં બદલ્યાં. જ્યારે કનકલતા કુન્દનનો અને કુન્દન કનકલતાનો પોશાક પહેરી ચૂકી ત્યારે બન્ને ખુબ ભેટી; અને પ્રેમનાં અશ્રુઓથી એક બીજાને ભીંજાવવા લાગી. પછી આંખોમાંના પૂરને અટકાવી કુન્દને કહ્યું-'મુન્દર સવારે જાગે ત્યારે તેને સઘળી હકીકત કહી કહેજે કે કુન્દનનો પ્રેમ તારી ઉપર તેવોને તેવોજ છે, અને આ જિંદગીમાં તે તને કદી પણ ભુલી શકશે નહિ." એટલું કહી આંસુ વહાવતી કુન્દન કનકલતાની સાથે ઉઠી અને બારી સુધી આવી તરત નીચે ઉતરી ગઈ. કનકલતાએ ઉપરથી કહ્યું-"બ્હેન કુન્દન ! હવે જાઓ, ઇશ્વર તમારી રક્ષા કરે, પ્રભુની ઇચ્છા હશે તો ફરી મળીશું.'

કુન્દન રડતી રડતી બોલી—'અરે ! હું મારી બલા તારે શિર નાખી જાઉં છું; પણ પ્રભુ તને સહાયક થશે.'

કનકસિંહ જે બાગમાં છુપાઈ રહ્યો હતો, તે હવે બારીની નીચે આવ્યો અને કનકલતાને કહેવા લાગ્યો-'વ્હાલી! હવે હું પણ જાઉં છું. જોઇએ છીએ કે પ્રભુ આપણને પુનઃ કયારે મેળવે છે.'

તે પછી કનકસિંહ તથા કુન્દન ત્યાંથી ચાલી નીકળ્યાં. જ્યાં સુધી કનકસિંહ કનકલતાની દૃષ્ટિપથમાં રહ્યો ત્યાં સુધી તે તેને જોતી ઉભી રહી. પછી પોતાના ઓરડામાં જઇ પરમાત્માનું નામ લઇ ભાવિના અનેક વિચારો કરતી પડી રહી, આ તરફ કનકસિંહ કુન્દનને સાથે લઈ ગલીઓમાં છુપાતો-સંતાતો પોતાના મુકામ ઉપર પહોંચ્યો, થોડીવાર આરામ લીધા પછી કુન્દનને દિલાસો આપવાના હેતુથી બોલ્યો-'બ્હેન કુન્દન! તમે ગભરાશો નહિ, તેમજ કોઇ પ્રકારની ચિંતા પણ કરશો નહિ. આ ભેદ કોઇ રીતે ખુલ્લો પડશે નહિ.'

પહેલાં તો કુન્દન બહુજ શરમાઈ ગઇ પણ પછી કનકલતાની કહેલી વાત સ્મરણમાં લાવી, હિમ્મત આણી બોલી-'હવે આપણે કયાં જઇશું?'

'કાબુલ જવાનો ઇરાદો છે.'

'અરે, કાબુલ? શું મુસલમાનોની રાજધાનીમાં?' કુન્દને વ્યગ્ર થઇને પુછયું.

કનકસિંહ તેને આશ્વાસન આપતો કહેવા લાગ્યો— 'જો આ વખતે પેશાવર તરફ જઇશું તો રસ્તામાં પકડાઇ

જઈશું; તેથી મુનાસિબ છે કે થોડા દિવસ અહીં-તહીં ફરીને વ્યતીત કરવા.'

'એ તો ઠીક છે, પરંતુ શું એવી આશા છે કે હું ફરી મારી માતૃભૂમિનું દર્શન કરી શકીશ?'

'કેમ નહિ કરી શકો? એવા હલકા વિચારોને હૃદયમાં સ્થાન ન આપો. કનકલતા કુશળતા પૂર્વક શાહ અબ્દુલ રહમાનના મહેલ સુધી જો પહોંચી ગઈ, તો તે તમારા છુટકારાની આજ્ઞા પ્રાપ્ત કરી લેશે. ઇશ્વર ન કરે, પણ જો માર્ગમાં મને કોઈ ઓળખી લેશે તો હું તેની બરાબર ખબર લઈશ. કાબુલની તરફ જવાનું એક કારણ એ પણ છે કે કનકલતાને આપણી માહિતી રહ્યા કરે.'

"જો કનકલતા ઓળખાઇ જશે તો?"

'તોપણ ચિંતા નથી; કેમકે છેવટે તેને શાહની સેવામાં પહોંચાડવામાં આવશે. અને ત્યાં એવી રીતે વાત કરશે કે તરત છુટી જશે.'

'તે એવી કેવી વાત કરશે કે શાહ તેને છોડી મૂકશે?'

'તે અલમાજદના કિલ્લાની કાંઈક ગુપ્ત વાતો છે, કે જેને પ્રકાશિત કરવાની તે કિલ્લામાંના એક બુઢ્ઢાએ મનાઇ કરેલી છે.'

'ભાઇ! મને ક્ષમા કરો. મેં આટલો સમય વ્યર્થ ગુમાવ્યો છે. આપને જેમ યોગ્ય લાગે તેમ કરો. અત્યાર સુધીમાં આપે જે કાંઇ કર્યું છે તેથી મારૂં ભલુંજ થયું છે.

અને આશા છે કે આગળ પણ આપ મારૂં હિતજ કરશો.'

'તો જાઓ, હવે આરામ લ્યો. સવારમાં વહેલાં અ-હીંથી વિદાય થવું પડશે.'

'જેવી આજ્ઞા' કહી કુન્દન પોતાની પથારીમાં જઈ પડી. કનકસિંહ પણ બિછાનાપર પડી નિદ્રાને આધીન થઇ ગયો. મોટા પરોઢિયામાં બન્ને જાગૃત થયાં ને પ્રયાણ કરવા માટે તૈયાર બન્યાં. કુન્દને પોતાના શરીરને કનકલતાના બુરખાથી ઢાંકી દીધું અને બન્ને ઘોડાઓ ઉપર સ્વાર થઈ કાબુલની તરફ ચાલ્યાં. મધ્યાહ્‌ન વખતે રસ્તામાં એક સ્થળે મુકામ કર્યો અને ત્યાં ખાનપાનાદિ ક્રિયા કરી રહ્યા પછી વિદાય થવાની તૈયારીમાં હતાં; એટલામાં એક અફગાન સરદાર ત્યાં આવ્યો અને તેમના ચહેરા તરફ ધારી ધારીને જોવા લાગ્યો. વળી તેણે પોતાની જેબમાંથી એક કાગળ કાઢી વાંચી જોયો અને ફરી તેઓના ચહેરા તરફ જોઇને ચાલ્યો ગયો. કનકસિંહે તેના તરફ જોયું હતું; પરંતુ કાંઇ ધ્યાન આપ્યું નહોતું. સરદારના ગયા પછી તેઓ પણ ત્યાંથી રવાના થયાં. બે કલાક માર્ગ કાપ્યા પછી જ્યારે તેઓ એક ભયંકર જંગલમાં ચાલવા લાગ્યાં, ત્યારે તેજ સરદારને પહાડની એક ટેકરી નીચે ઉભેલો જોયો. કનકસિંહના મનમાં તેથી કાંઇક સંદેહ થયો, પરંતુ તેણે ધાર્યું કે ઘોડાને આરામ આપવા સારૂ ઉભો હશે. જ્યારે તેઓ બન્ને જણ પાસે પહોંચ્યાં અને લગભગ દશ-બાર ગજનું છેટું રહ્યું,

ત્યારે તે અફ્ઘાન સરદારે પોતાના ઘોડાને એડી લગાવી અને જોતજોતામાં તે ગાઢા જંગલમાં અદૃશ્ય થઇ ગયો. તેથી એ ક્રિયા જોઇ કનકસિંહનું મસ્તક ભમી ગયું અને કુન્દનના મોઢામાંથી તો એક ભયસૂચકશબ્દ પણ નીકળી પડયો. એકાએક ભયંકર સીટીનો અવાજ તેમના કાનમાં અથડાયો અને તરતજ કેટલાક અફ્ઘાનિઓએ જંગલમાંથી નીકળી તેમને ઘેરી લીધાં. કનકસિંહે આની કાંઈ પણ પરવા કરી નહિ. કુન્દનના ઘોડાને એકદમ એક ચાબુક લગાવ્યો અને પોતાના ઘોડાને પણ સચેત કર્યો. જોતાં જોતાંમાં બન્ને ઘોડાઓ અફગાનિયોની મધ્યમાંથી નીકળી તેમની દૃષ્ટિ બહાર ચાલ્યા ગયા. સરદારો તેમની પાછળ પડી શકયા નહિ. આખરે એક જણુ બોલ્યો–' ખુદાના કસમ ! હાથમાંથી નીકળી ગયાં. હવે શું કરવું ?'

બીજાએ જવાબ આપ્યો–' ઘોડાઓની પાછળ ઘોડાઓજ દોડાવવા જોઇએ."

પરસ્પર આ પ્રમાણે વાર્તાલાપ કરી સર્વ જંગલમાં ચાલ્યા ગયા અને ત્યાંથી પોતપોતાના ઘોડાઓ ઉપર સવાર થઈ પહાડના ઉંચા નીચા ભાગો તથા નદી નાળાંઓ વટાવતા માર્ગ ઉપર જઇ પહોંચ્યા. આ તરફ કનકસિંહ તથા કુન્દને પણ પોતાના ઘોડાઓની ગતિ ધીમી કરી દીધી હતી; કેમકે તેમણે લુંટારાઓને પાછા જતા જોયા હતા અને તેમના તરફની ભયની કલ્પના રહી નહોતી; પણ જ્યાં

તે બન્ને એક નાળા ઉપરના પૂલ ઉપર જઇ પહોંચ્યાં, કે તરત અફગાનિઓએ તેમને આગળ પાછળથી ઘેરી લઇ બંદીવાન કરી લીધાં.

કનકસિંહે તેમને કહ્યું–' ભાઈઓ ! અમને પકડવામાં તમારી શું મતલબ છે ? જો અમને લુંટવા ચહાતા હો તો જે કાંઈ અમારી પાસે છે તે અમે ખુશીથી તમારે સ્વાધીન કરીએ છીએ.'

એક અફગાની બોલ્યો–' જુઓ, મુરાદ ! આ શું કહે છે ?

મુરાદે કહ્યું–' હું એની વાત સારી રીતે સમજું છું.' પછી તે કનકસિંહ તરફ જોઇને બોલ્યો–' દેખો, યાર ! તમારી એવી ડાહી ડાહી વાતોમાં ફસાઈ પડનારો હું નથી. તમે ચુપચાપ સીધા નહિ ચાલો તો બરાબર બાંધી લેવા પડશે.'

કનકસિંહને તેઓની રીતભાત સારી લાગી નહિ, તેથી તેમની સાથે ચાલવામાંજ તેણે પોતાની ભલાઈ માની. ચુપચાપ તે તથા કુન્દન એ સવારોની સાથે ચાલ્યાં. સવારો જંગલ પછી જંગલ પસાર કરી તેમને પોતાના સરદાર આગળ લઇ ગયા. સરદાર બાકરઅલ્લી તેમને જોઇને બહુજ પ્રસન્ન થયો. તેણે મુરાદની પાસેથી કાગળ માગ્યો અને કનકસિંહના રૂપ–રંગને તેમાંની હકીકત સાથે સરખાવી તે બોલ્યો–' હાં ઠીક છે, આમને લઇ જાઓ.'

તે પછી મુરાદના કાનમાં તેણે કાંઇક કહ્યું, જેનો જવાબ તેણે કેવળ માથું હલાવીને આપ્યો. પછી ચાર સવારો કનકસિંહ તથા કુન્દનને ઘેરી લઇને ત્યાંથી ચાલ્યા. માર્ગમાં કુન્દને કનકસિંહને પૂછ્યું–' આપણને આ ક્યાં લઇ જશે ? '

કનકસિંહે બહુજ ધીમેથી જવાબ આપ્યો–" એ તો હું પણ જાણવા માગું છું, તેમના પોશાક ઉપરથી તો તમે સમજી ગયાં હશો કે તેઓ લુંટારાઓ છે. આપણને તે લઇ જઇને કેદ કરશે એમ જણાય છે. '

કુન્દને તેના ઉત્તરમાં કાંઇ પણ કહ્યું નહિ. બન્ને મૌનધરી લુંટારાઓની સાથે ચાલવા લાગ્યાં.

---

## પ્રકરણ ૧૧ મું.

### લુંટ.

' સરકાર ! સરકાર ! ચાલો, કન્યાઓનો કાફલો આવી ગયો. આ પ્રમાણે દૂરથી બુમ પાડતો એક હથિયારબંધ લૂંટારો દોડતો આવ્યો. બાકરઅલ્લી તો પહેલેથીજ તૈયાર થઇને બેઠેલો હતો, તે તરત એક ઘોડા ઉપર સવાર થઇ સાથે બાર–પંદર સિપાઇઓ લઇ કન્યાઓ ઉપર ધસી ગયો. પહેલાં તો બે ત્રણ તાતારી ઔરતો સામે થઇ; પરંતુ તેમનામાં એટલી ક્ષમતા ક્યાંથી હોય કે તેઓ લુંટારાઓની સામે થઇ શકે ? ચારે તરફથી તેમને ઘેરી લેવામાં આવ્યાં. ડાળી-

ઓને ઉચકનારાઓ જંગલમાં નાસી ગયા. બિચારી કન્યાઓની દશાતો પૂછવીજ શું ? કોઇ ભયને લીધે ડોળીમાં ભરાઇ બેઠી, કોઇ વ્યગ્રતાથી રૂદન કરવા લાગી, કોઇ ભયાતુર થઈ ચીસ પાડી ઉઠી અને કોઇ મુર્છિત થઇ પડી ગઇ. બાકરઅલી અને તેના સાથીઓ કુન્દનના પોશાકમાં રહેલી કનકલતાની ડોળી પાસે આવ્યા અને ડોળી સહિત તેને ઉપાડી ઘોડા ઉપર નાંખી જોતજોતાંમાં ત્યાંથી વિદાય થઇ ગયા.

બરાબર એક કલાક માર્ગ કાપ્યા પછી લૂંટારાઓ અટકયા. તેમણે ડોળીને ઘોડા ઉપરથી ઉતારી એક ઝુંપડીમાં રાખી અને તેના દ્વાર ઉપર જવાસાની એક ટટ્ટી મૂકી સર્વ રવાના થયા. કનકલતા ડોળીમાંથી નીકળી અને બહુ વિસ્મિત થઇ. તેની સમજમાં કાંઇ પણ આવ્યું નહિ, તેને સંદેહ થવા લાગ્યો કે આ લુંટારાઓની મતલબ કન્યાઓને લુંટવાની હતી, તો તેઓ મને કેદ કરીને શા માટે લાવ્યા ? તે એવા વિચારમાં લીન થઇ ગઇ હતી, એટલામાં એક યુવાન સ્ત્રી હાથમાં કપડાંની જોડ લઇ અંદર આવી અને કહેવા લાગી—બ્હેન ! હું તમારી ખિદમતને માટે મુકરર થઇ છું. જે કાંઇ કામ તમારે હોય, અથવા જે બાબતની તમને તકલીફ પડે તે મને કહી દેજો. મારૂં નામ ‘ મહતાબ ’ છે. આ કપડાં લ્યો અને તમારો પોશાક બદલી નાંખો, કેમકે થોડીજ વારમાં શાહી સવારો તમારી ખોળમાં દોડાવવામાં આવશે. ’

કનકલતાએ પૂછયું-' આ કપડાં કોણે મોકલ્યાં છે ? તને મારી ખિદમતને માટે કોણે અહીં મોકલી છે ? '

મહતાબે હાથ જોડી કહ્યું--" હજુર ! હું એવા સવાલોનો જવાબ નહિ આપી શકું; કેમકે મારા માલિકની સખ્ત મનાઇ છે. '

પોતાની કોઇ ખાસ મતલબથી કનકલતા તેની વાત ઉપરથી રાજી થઇ ગઇ. તે બોલી-' લાવ, હું કપડાં પહેરૂં ' એમ કહી તેણે કુન્દનનાં કપડાં ઉતારી નાંખ્યાં અને મહતાબનાં આણેલાં મુસલમાની કપડાં જે રંગે કાળાં હતાં તે પહેરી લીધાં. જેવી રીતે અંધારામાં હીરો ચળકે છે, તેવી રીતે કાળાં વસ્ત્રોની અંદર શ્વેત સુન્દરીઓની સુન્દરતા અધિક વૃદ્ધિ પામે છે. કનકલતાનું સૌંદર્ય જોઈ મહતાબે કહ્યું " જનાબ ! આપ બહુ સુંદર છો, આપના ખાવિંદ પણ તેવાજ ખૂબસૂરત છે; સારી આલમમાં શું તમારા જેવી કોઇ સારી જોડી છે ? "

કનકલતાએ વાતને વચ્ચેથી કાપીને પૂછયું-' માલૂમ પડે છે કે તમે મારા પતિને જાણો છો, ખુદાને માટે ખરી હકીકત કહો ? '

મહતાબ અચકાઇ. તેના મુખમાંથી આગળ વાત નીકળી શકી નહિ. તે મનમાંને મનમાં અફસોસ કરવા લાગી કે વગર વિચાર્યું આશું વચન નીકળી ગયું !

કનકલતા તેના મનનો ભાવ સમજી જઇ બોલી-' હવે અફસોસ ન કરો. જે વાત પ્રકટ થનાર હતી તે થઇ ગઇ.

ખરેખર મારા પતિ મારાથી પણ વધારે કૃપાળા છે. મહતાબ ! ડરો નહિ. હું ઈશ્વરના સોગન ખાઉં છું કે એ વાત હું કોઇને કહીશ નહિ. મારાથી કાંઈ પણ ન છૂપાવો.

મહતાબે ઘણીવારે ઉત્તર આપ્યો–' બાઇ સાહેબ ! હું એ સિવાય વધારે કાંઈ નથી જાણુતી કે તમારા સ્વામી એક સ્થળે લુંટારાઓના કબજામાં છે; અને તેમણેજ લુંટારાઓને કાંઇક રકમ ઇનામમાં આપવાનો ઠરાવ કરી તમને પકડી મંગાવ્યા છે. '

' તેઓ એકલાજ છે કે તેમની સાથે કોઈ સ્રી પણ છે ? '

' તે તો એકલા જ છે. '

' તેઓ કયારે અને કયે ઠેકાણે કેદ પકડાયા છે ? '

' મને હવે વધારે ન પૂછો; હું એથી વધારે કાંઇ નથી જાણુતી. '

મહતાબની વાતોએ કનકલતાને ચિંતિત બનાવી દીધી. તે મનમાં વિચારવા લાગી–કનકસિંહની સાથે કુન્દન પણ હતી. જો તેઓ કેદ પકડાયા તો કુન્દન કયાં ગઇ ? તેનું શું થયું ? તેણે ઘણા વિચારો કર્યા; પણ કાંઇ નિશ્ચિત થઇ શકયું નહિ. એટલામાં મહતાબ થોડો મેવો લઇ આવી અને કનકલતા જ્યારે તે ખાઇને તૃપ્ત થઇ ત્યારે મહતાબે તેને કહ્યું–' હવે આપણે અહીંથી ચાલવું જોઇએ. '

' બહુ સારૂં ' કહી તે ઉભી થઈ. બન્ને ઝુંપડી બહાર

નીકળ્યાં. બાકરઅલ્લી કેટલાક ઘોડાઓ સાથે બહાર ઉભો હતો. મહતાબે કનકલતાને એક ઘોડા ઉપર બેસાડી દીધી, અને બીજા સરદારો પોતપોતાના ઘોડાઓ ઉપર બેસી માર્ગે પડયા. ઘણે દૂર ગયા પછી જંગલમાં એક મકાન દેખાયું ત્યાં જઇ સર્વે ઘોડાઓ ઉપરથી ઉતરી પડયા, મહતાબે કનકલતાને ઘોડા ઉપરથી ઉતારી અને તે મકાનના એક ઓરડામાં લઇ જઇને કહ્યું–' જો કાંઇ ખાવું–પીવું હોય તો ખાઇ લ્યો; કેમકે કદાચ રાત્રે મુસાફરી કરવી પડશે.'

' પણ તમને માલમ છે કે મારા પતિ ક્યાં કેદ છે?'

' મને શું માલમ! આજ આ પહેલોજ પ્રસંગ છે કે હું આવા ભયંકર જંગલમાં ચાલી છું. આજ બે વર્ષથી હું કેદ પકડાઇ છું ને આ સ્થળે રહું છું.'

કનકલતાએ આશ્ચર્યથી પૂછયું–' શું તમે પણ મારી પેઠે કેદી છો? બાકરઅલ્લીના હાથમાં તમે કેવી રીતે ફસાયાં?'

મહતાબ કહેવા લાગી–' મારી કથા બહુ દર્દ ભરી છે. જો આપ પૂછો છો તો ધ્યાન દઇને સાંભળો. બરાબર બે વર્ષ થયાં હશે. મારા માલિક પોતાની પત્ની અને બાળકો સાથે સફર કરી રહ્યા હતા. મારા પતિ અને હું પણ તેમની સાથે હતાં. જ્યારે સર્વે જણ એક પહાડની તળેટીમાં પહોંચ્યાં; ત્યારે આ લુંટારાઓએ આક્રમણ કરી સર્વ માલ લુંટી લીધો. બીજાં તો સર્વ નાસી ગયાં, પણ

હું મારા કમભાગ્યે કેદ પકડાઈ ગઈ. હાય! હું મરી કેમ ન ગઇ!? મારો માલિક તદ્દન નિર્દય હતો. હમેશાં સખ્તાઇથી કામ લેતો હતો. પણ અહીં તો બાકરઅલીએ કદી મને એક બોલ પણ નથી કહ્યો!'

'ત્યારે તો આ બંદીખાનું તમારે માટે લાભદાયી થયું; છતાં રૂદન શા માટે કરો છો?

'બાઇ! અહીં મારો જાન બહુ નુકસાનીમાં છે. દરેક વખતે ઇજ્જત જવાનો ડર રહે છે. મારો પહેલો માલિક બહુ સખ્ત હતો, પણ ત્યાં મને કોઈ જાતની દહેશત નહોતી. જે દિવસથી હું કેદ પકડાઇ છું, તે દિવસથી મુરાદ નામનો એક લુંટારો મારા ઉપર આશક થઇ ગયો છે. હંમેશ તે મારી પાછળ ફર્યાં કરે છે. હું પકડાઇ તે દિવસ તો તે મુરાદ મને પોતાના હિસ્સામાં માગવા લાગ્યો હતો; પણ હું બાકરઅલીના પગમાં પડી અત્યંત રડવા લાગી, ત્યારે તેમને દયા આવી અને મારે બદલે મુરાદને ઘણાએક રૂપિયા હિસ્સામાં આપી, પોતાની બીબીઓની ખિદમતને માટે મને રાખી લીધી. હું તે દિવસથી તેની ખિદમતમાં છું.

કનકલતા તેને આશ્વાસન આપતી કહેવા લાગી–'તમે જરા પણ ગભરાશો નહિ. હું તમને મારી સાથેજ લઇ જઇશ. જો બાકરઅલી નહિ જવા દે તો તેને ભારી રકમ આપીને પણ તમને છોડાવીશ. તમારી વાતો ઉપરથી જણાય છે કે બાકરઅલી લુંટારો હોવા છતાં શૂન્ય હૃદયનો નથી.'

'પરંતુ એમ પણ સાંભળવામાં આવ્યું છે કે તે કદી કદી છેક નિર્દય પણ થઈ જાય છે. તેને અને બબરચિંગને બહુ દુશ્મનાવટ છે. તેઓ પરસ્પર એક બીજાને હરકત પહોંચાડે છે. અને એક બીજાનો પરાભવ કરવાના માર્ગો ખોળે છે.'

'બબરચિંગને તો હું જાણું છું. તે બહુ સારો માણસ છે. તેણે એક વખત મારો જીવ બચાવ્યો છે. મહ-તાબ ! મને આશ્ચર્ય થાય છે કે બાકરઅલ્લી પોતાની સ્ત્રિયોને આવા જંગલમાં શા માટે રાખતો હશે ? કોઈ મકાન કેમ નહિ બનાવતો હોય ?'

'મકાન શું ચીજ છે ? તેણે જમીનની અંદરજ એક સુંદર સંગેમરમરનો મહેલ બનાવી રાખ્યો છે. અને તે ભોંયરાની ઉપર એક શિલા ઢાંકી રાખી છે. અંદર ઉતરવું હોય ત્યારે તે પત્થર દૂર કરવાથી એક સીડી દેખાય છે અને તે રસ્તે બાકરઅલ્લી પોતાના મહેલમાં આવે-જાય છે. અહા ! અંદર શું સરસ મકાન બનાવ્યું છે ! તમને તો વિશ્વાસ નહિ આવે, પણ મેં મારી નજરે તે જોયું છે.'

કનકલતા આશ્ચર્ય ચકિત થઈ કહેવા લાગી–" ત્યારે તો એ એક નવાઇની વાત છે. તેની પાસે દ્રવ્ય પણ પુષ્કળ હશે !

'હા, તે જ્યારે જમીનમાં મહેલ બંધાવતો હતો, ત્યારે તેને ખજાનો હાથ આવ્યો હતો એમ કહેવાય છે.'

'આવ્યો હશે; પણ મહતાબ! પહેલાં તો તમે એક સાધારણ વાત કરતાં અચકાતાં હતાં, અને અત્યારે કેવી બેધડક વાતો કરી રહ્યાં છો?'

'તમારી મીઠી મીઠી વાતોએ મને આકર્ષિત કરી લીધી છે.'

એટલામાં સવારોએ સૂચના આપી. મહતાબ કનકલતાને સાથે લઈ બહાર નીકળી અને એક ઘોડા ઉપર પોતે બેસી બીજા ઉપર કનકલતાને બેસાડી સરદારોની સાથે ચાલી. કેટલાક કલાક ચાલ્યા પછી ચંદ્રદેવના પ્રકાશમાં ભુતખાકના તે શિવાલયનાં શિખરો દેખાવા લાગ્યાં કે જ્યાં કનકલતા તથા કુન્દનનો મેળાપ થયો હતો અને કનકલતાએ તેને છોડાવી હતી. શિવાલયનાં શિખરો દેખાયાં કે તરતજ કનકલતાની આંખો આગળ એ દૃશ્ય એક પછી એક ઉપસ્થિત થવા લાગ્યાં. સરદારોએ ભુતખાકને ડાબી તરફ છોડી દીધું અને ધવલ ચાંદનીમાં વેગથી આગળ માર્ગ કાપવા માંડ્યો. અર્ધી રાતને સુમારે એક ન્હાની સરામાં સર્વેએ મુકામ કર્યો. પછી મોટા મળસ્કામાં તેઓ ત્યાંથી રવાના થયા. રસ્તામાં એક બે ઠેકાણે તેમણે ઘોડાઓ બદલ્યા હતા. આખરે સંધ્યાકાળ થતાં થતામાં તો તેઓ એવે સ્થળે પહોંચ્યાં કે જ્યાં વાચકોને બાકરઅલીનો અમે પહેલો પરિચય કરાવ્યો હતો અને જ્યાં ગોવિન્દઠાકુર કેદ હતો.

જ્યારે તેઓ સર્વ મસજિદની અંદર પહોંચી ગયાં,

ત્યારે બાકરઅલી કનકલતાની સામે આવ્યો અને બોલ્યો, "બાઈ! તમે હવે તમારા પતિની પાસે પહોંચી ગયાં છો. મારી ઈચ્છા છે કે હમણાંજ તમારી તેમની સાથે મુલાકાત કરાવી દઉં.

કનકલતાને કાંઇ સંદેહ રહ્યો નહિ. તેણે જાણ્યું કે કનકસિંહનુંજ આ બધું કર્તવ્ય છે, તેમણેજ લુંટારાઓ પાસે મનેપકડી મંગાવી છે, પણ તેમણે એવું શા માટે કર્યું? શું અલમાજદના વૃદ્ધની ભવિષ્ય વાણી ઉપર તેમને વિશ્વાસ નહિ આવ્યો હોય? ખરેખર, મહોબ્બતના જોશમાં તેમણે આ પ્રમાણે કરી દીધું હશે. તે આ પ્રમાણે વિચાર કરતી બાકરઅલીની પાછળ પાછળ કેટલીક કોટડીઓ ઓળંગી જયારે તે એક ગુંબદની નીચે પહોંચી ત્યારે લુંટારાના સરદારે તેનું તાળું ખોલી દીધું. ગોવિન્દઠાકુર અંદર કેદ હતો, તેણે જાણ્યું કે કુન્દન આવી ગઇ છે! જયારે કનકલતાએ તે ઓરડીની અંદર પગ મૂક્યા, ત્યારે ગોવિન્દઠાકુરે દોડીને તેનો હાથ પકડી લીધો અને એકદમ છાતી સાથે લગાવવાનું ધાર્યું; પણ એટલામાં ચાર આંખો એક થઇ. કનકલતાના મોઢામાંથી એક કારમી ચીસ નીકળી અને તે સત્વર ત્યાંથી દૂર હઠી જઈ થર થર કંપતી ઉભી રહી.

આ વિચિત્ર ઘટનાથી ગોવિન્દઠાકુરનો ચહેરો ગુસ્સાથી લાલ થઇ ગયો. તેણે બાકરઅલીને ક્રોધથી કહ્યું--'દુષ્ટ! બેઈમાન! આ તેં શું કર્યું? અફસોસ! તેં મારૂં વ્રત

નષ્ટ કરી નાંખ્યું ! હાય ! જે વાત આજ પર્યંત્ આ જીવનમાં નહોતી થઇ તે તેં ભૂલ થાપ આપી મારા હાથથી કરાવી ' પછી તે કનકલતા તરફ ફરીને કહેવા લાગ્યો—'સુન્દરી ! આમાં હું તદ્દન બે કસુર છું; મને ક્ષમા કરો. '

આ તરફ કનકલતાની હાલત પણ ખરાબ થઇ રહી હતી. તેની આંખોમાંથી આંસુની ધારા ચાલી નીકળી હતી. ભયથી તેના હાથ–પગ થર થર કંપી રહ્યા હતા. વ્યગ્ર થઇ તેણે બાકરઅલીને કહ્યું–' શયતાન ! તેં મને બહુ નુકશાન કર્યું ! ઇશ્વર તને તેનો બદલો આપે !! '

બાકરઅલી જ્ઞાન શુન્ય થઇ ઘણી વાર સુધી ત્યાં ઉભો રહ્યો. શું હકીકત છે તે તેના સમજવામાં આવી નહિ. આખરે તે બોલ્યો–' આ ભેદ હજુ મારા સમજવામાં આવતો નથી. તમે બન્ને હવે મને કાંઇ ન કહેશો. હું આમાં બીન ગુન્હેગાર છું. મેં માત્ર તમારા ( ગોવિન્દઠાકુરના ) કહેવા પ્રમાણે કામ કર્યું છે.

ગોવિન્દઠાકુરે એક નિશ્વાસ મૂકી કહ્યું–' દૂર જા, બે ઈમાન ! શું આ કુન્દન છે ? હાય ! પ્યારી, કુન્દન ! કુન્દન, હવે મેં તારી આશા છોડી દીધી ! અવશ્ય તું શાહી મહેલમાં પહોંચી ગઇ હશે; હવે આ જિંદગીમાં મેળાપ થવો દુર્લભ છે ! '

બાકરઅલીએ કહ્યું–' જનાબ ! જે પોશાક આપે

બતાવ્યો હતો, તેજ પોશાક આ ઓરતે પહેર્યો હતો. અને તેની સઘળી નિશાની તમારા કહેવા પ્રમાણે હતી.'

એટલી વારમાં કનકલતાનું મગજ પણ ઠેકાણે આવ્યું. સઘળી ઘટના તે સમજી ગઈ. પોતે કંઇક કહેવા જતી હતી એટલામાં બાકરઅલ્લીએ પૂછયું–'શું તમે કુન્દનની સાથે પોશાક બદલાવી લીધો હતો?'

'હા, મેં બદલાવી લીધો હતો.'

'શું તમારૂંજ નામ કનકલતા છે?'

'તે તમે કેવી રીતે જાણી શકયા?'

બાકરઅલ્લીએ ખુશી થઇને ગોવિન્દઠાકુરને કહ્યું–'ગભરાશો નહિ. કુન્દન પણ મારા હાથમાંજ છે. સદ્‌ભાગ્યે બન્ને કામ મનેજ સોંપવામાં આવ્યાં હતાં. આપે કુન્દનની ઇચ્છા કરી હતી અને નકુમુલ્લાએ કનકલતાની માગણી કરી હતી. આથી બન્નેને બંદીવાન કરવામાં આવ્યાં હતાં. તમારી કુન્દન કનકલતાના કપટથી કનકસિંહ સાથે નકુમુલ્લાની પાસે મોકલવામાં આવી છે. હમણાં સંદેશો મોકલી તેને પાછી મંગાવી લઉંછું.'

'હુકમ કરો તો હુંજ જઇને મારી પ્યારીને લઈ આવું.' ઠાકુરે વ્યાકુળ થઇ માગણી કરી.

'રૂપિયા હજુ સુધી નથી આવ્યા, તેથી તમે નહિ જઇ શકો.' બાકરે નિષેધ કર્યો.

'રૂપિયાની ચિંતા ન કરો, તે તો આવી જશે.'

'આવ્યા પછી તમારી ઇચ્છા પ્રમાણે વર્તવામાં આવશે.' એમ કહી તેજ કેદખાનામાં કનકલતા તથા મહતાબને પણ કેદ કરી તે ત્યાંથી ચાલ્યો ગયો. ગોવિન્દઠાકુર બોલતોજ રહ્યા, પણ સરદારે તેનું કહેવું કાંઇ સાંભળ્યું નહિ. તેના ગયા પછી કનકલતાએ ગોવિન્દઠાકુરને કહ્યું–' ખયર! ઠાકોર! એ વાતને જવા દો. સંતોષ રાખો.'

ગોવિન્દઠાકુર થોડીવાર શાન્ત રહી બોલ્યો–' ઠીક, સુંદરી! પણ એતો કહો કે તમે કુન્દનને કયા હેતુથી છોડાવી?'

' આપનું નામ મોહનનારાયણશાહદેવ બહાદૂર છે ને?'

ગોવિન્દઠાકુરે આશ્ચર્યચકિત થઈ પૂછ્યું–'તમે તે કેવી રીતે જાણ્યું?

' જો તમે કુન્દનના પ્રેમી હો તો તમારૂં એજ નામ હોવું જોઇએ.'

' હા, આ અભાગીનું એજ નામ છે.'

પછી કનકલતાએ અલમાજદના કિલ્લાની સઘળી હકીકત, વૃદ્ધની સૂચના, કેદ થવાની ઘટના અને બબરચિંગની સહાયતાથી છૂટવાની વાત ક્રમે ક્રમે તેને કહી સંભળાવી; વળી તેણે કુન્દનની સાથે પોશાક બદલાવ્યો હતો અને તેને કન્યાઓના સમૂહમાંથી નસાડી હતી તે પણ કહ્યું. છેવટે તેણે ઉમેર્યું કે " આ બધી બાબતો આપ કોઇને કહેશો નહિ.'

ગોવિન્દઠાકુર કે જેને હવે અમે મોહનનારાયણશાહદેવના નામથી લખીશું તેણે કહ્યું–' વિશ્વાસ રાખજો આ

વાત કોઈની આગળ પ્રકટ થશે નહિ, પણ આ વળી એક મોટી મુશ્કેલી ઉભી થઈ કે નકુમુન્ના અને કનકસિંહનો પાછો મેળાપ થયો !

'કાંઈ ફીકર નહિ, જે પરમાત્માએ તે વખતે બચાવ્યા હતા તે આ વખતે પણ રક્ષા કરશે.' પછી તેણે મહતાબ તરફ વળીને કહ્યું-' મહતાબ ! તું જાણે છે કે અમે બન્ને કેદ છીએ; છતાં એવી તદબીર કેમ નથી કાઢતી કે બબરચિંગનો પત્તો મળી જાય !'

મહતાએ કહ્યું-'ગભરશો નહિ; હું પત્તો મેળવી આપીશ.'

એટલામાં બાકરઅલ્લી આવ્યો. તેણે દ્વાર ઉઘાડી મોહનનારાયણશાહને કહ્યું-' મેં બસો સવાર કુન્દનને પાછી લાવવા માટે દોડાવ્યા છે. બે ત્રણ દિવસમાં તેઓ પાછા આવી જશે. કનકલતા ! તમે ચાલો મારી સાથે.'

'ક્યાં લઇ જશો ?' મોહનનારાયણે પૂછ્યું. અને પછી તે પોતાની તરવાર ખોળવા લાગ્યો; પણ નહિ મળવાથી કહ્યું-' અફસોસ ! મારી તરવાર પણ છીનવી લેવામાં આવી છે. બાકર ! કહે તો આ સ્ત્રીના બદલામાં પણ કેટલીક રકમ આપું. તું તેને છોડી મૂક.'

'તેનું તમારે શું પ્રયોજન છે ? ચાલો, કનકલતા ! જલ્દી ચાલો.'

મોહનનારાયણશાહે બાકરઅલ્લી અને કનકલતાની વચ્ચે ઉભા રહીને કહ્યું-' કોણ છે એવો કે જે કનકલતાને લઇ જશે ? ચાલ દૂર રહે.'

ત્યાંનો એ રંગ જોઇ બાકરઅલ્લીએ સીટી બજાવી, તરત દશ હથિયારબંધ લુંટારાઓ ત્યાં આવી ઉપસ્થિત થયા અને બાકરના ઈસારાથી તેમણે તરત મોહનનારાયણ શાહને પકડી દૂર કર્યો.'

કનકલતા બોલી-'અરે, અરે, શું કરો છો ? હું ખુશીથી ચાલવા માટે તૈયાર છું; મારે માટે એમને કાંઇ. ન કહો.'

કનકલતા તરત પોતે ઓરડીની બહાર નીકળી, તેની પાછળ મહતાબ અને બીજા સિપાઇઓ પણ બહાર નીકળ્યા. સર્વ ઘોડાઓ ઉપર સવાર થયાં અને ત્યાંથી પંથે પડયાં. માર્ગમાં મહતાબે કહ્યું-'બાઇ સાહેબ ! તમે ચારે તરફથી મુસીબતમાં છો. નથી સમજાતું કે કયા હેતુથી બાકરઅલ્લીએ તમારો પોશાક બદલાવી દીધો હશે !'

કનકલતાએ જવાબ આપ્યો-'મહતાબ ! તું તેને માટે ફીકર ન કર. ઈશ્વર સર્વનો માલિક છે.'

આ મુસાફરીમાં સૌ ત્વરાથી ચાલતાં હોવાથી મધ્ય રાત્રે ગિરદીખશનાં જંગલોમાં પહોંચી ગયાં. તેમના પહોંચતાં પહેલાંજ ત્યાં તંબુઓ ઉભા કરી દેવામાં આવ્યા હતા. સર્વે જણે રાત્રી તેમાં વ્યતીત કરી. મોટા પરોઢિયામાં ત્યાંથી મુકામ ઉપાડયો. લગભગ દશ વાગે સર્વ ગિરદીખશના પહાડો ઉપર પહોંચી ગયાં, જ્યાં બાકરઅલ્લી સર્વને એક અંધારી ગુફામાં લઇ ચાલ્યો. ઘોડાઓના હણહણાટ સાંભળી

તેમાંથી બે માણુસો મશાલ લઈ બહાર આવ્યા અને આગં-તુકોને અંદર લઇ ગયા. જ્યાં એક ઘણુંજ સુંદર મકાન બનાવેલું હતું અને તેમાં તમામ જાતના આવશ્યકીય પદાર્થો વિદ્યમાન હતા.

બાકરઅલીએ અંદર જઇ એક માણુસને જોતાંજ આશ્ચર્યથી પૂછયું–' તમે અહીં છો મુરાદ ! ? સઇદ અને અદરૂદ્દીન તમને મળ્યા હતા કે નહિ ! '

મુરાદે જવાબ આપ્યો–' હું કનકસિંહ તથા કુન્દનને ચંદૂલખાંને હવાલે કરી ચૂકયો તે પછી બે કલાકે માલમ પડયું કે કનકલતાને બદલે કુન્દનને નકુમુલ્લા પાસે મોકલી દેવાઇ છે. ખયર ! કાંઇ હરકત નહિ. બન્ને મુલ્લાંની પાસે ગયાં છે. કુન્દનને હમણાં પાછી લઇ આવીશું. '

' ત્યારે તો જ્યાં સુધી એ પાછી ન આવે ત્યાં સુધી કનકલતાને અહીં રાખવી મુનાસિબ છે. ઠીક, કનકલતા ! ચાલો, તમને રહેવા માટે જગ્યા આપું. ' એમ કહી બાંકર આગળ વધ્યો. કનકલતા ને મહતાબ તેની પાછળ ચાલ્યાં. કેટલીએક કોટડીઓ ઓળંગ્યા પછી તેણે એક કોટડી ઉઘાડી કહ્યું–' તમે બન્ને આમાં રહો. જરૂરી સર્વ સાધનો તમારા માટે હું મોકલાવું છું. ' બાકર એટલું કહી દ્વાર બંધ કરી ચાલ્યો ગયો. થોડીવાર પછી પોતાની સાથે એક લુંટારાને લઇ તે પાછો આવ્યો ને દ્વાર આગળ ઉભો રહી તેને કહેવા લાગ્યો–' જો, આમાં બે સ્ત્રીઓ બંદીવાન

છે, તેના ઉપર બરાબર દેખરેખ રાખજે, જ્યારે બીજો સિપાઈ આવે ત્યારે તું ચાલ્યો જજે.'

'બહુ સારૂં હજુર !' તે સિપાઇએ નીચે નમી કુર્નિશ કરી.

પહેરાનો બંદોબસ્ત કરી બાકરઅલ્લી ત્યાંથી ચાલ્યો ગયો. પહેરેગીર થોડીવાર પછી મેવાની ટોપલી લઇ અંદર ગયો; પણ એ વખતે મહતાબ પોતાના બીજા કામમાં લાગેલી હતી, જેથી તે દ્વાર બંધ કરી બહાર આવતો રહ્યો. ઘણી વારે કનકલતાએ મહતાબને કહ્યું–' મહતાબ ! તેં તારા સ્વામીનું એક વખત જે વર્ણન કર્યું હતું, તે સઘળાં લક્ષણો આ પહેરેગીરમાં જણાય છે.'

મહતાબ એ સાંભળી આશ્ચર્યચકિત થઈ ગઇ, પહેલાં તો તેને તે વાત સાચી લાગી નહિ; પરંતુ કનકલતાએ વારંવાર સરખામણી કરી, દેખાડી ત્યારે તે અંદરથી તેનું નામ લઇ બોલાવવા લાગી–" કાયમ ! કાયમ ! પ્યારા કાયમ ! હું તમારી મહતાબ છું.'

' એ પહેરેગીરનું નામ ' કાયમ ' હતું. વારંવાર પોતાનું નામ સાંભળી તેમજ મહતાબના શબ્દો ઓળખી તે દ્વાર ઉઘાડી અંદર ગયો. બન્નેનો દૃષ્ટિ મેળાપ થયો. ઉભયનાં નેત્રોમાંથી આંસુની ધારાઓ છૂટી અને બન્ને પ્રેમ મુગ્ધ થઈ વિલાપ કરી કરીને રડવા લાગ્યાં. તેમનું રૂદન જોઇને કનકલતાને પણ પોતાના પતિની જુદાઈનું સ્મરણ થયું, અને તે પણ તેમની સાથે સાથે રડવા લાગી.

ઘણીવાર પછી મહતાબ શાન્ત થઇ, કનકલતાની સઘળી હકીકત કહી સંભળાવી તેણે પોતાના પતિને પૂછયું–" અહીંથી નાસી જવાની કોઈ તરકીબ છે ? '

' કેમ ન હોય ? ' કાયમ એટલું કહી કહેવા લાગ્યો– ' તારે માટે હું બાકરઅલીના સૈન્યમાં સામિલ થયો; ત્યારથી આ ભોંયરામાં રહું છું. આની એક સુરંગ તો અંદરને અંદર છેક પહાડોમાં જઇને નીકળે છે. બીજી સુરંગ એ છે કે જેના દ્વારા તમે અંદર આવ્યાં છો. '

' તો પછી વિલંબ ન કરો, જલ્દી અહીંથી નાસી છૂટો. ' મહતાએ આતુરતા દર્શાવી.

કાયમ બોલ્યો–' હું તો તૈયાર છું; પણ પગે ચાલવું પડશે. અસ્તબલ ઉપર પહેરો રહે છે અને સુરંગમાંથી ઘોડાઓ જઈ શકશે નહિ. '

કનકલતાએ કહ્યું–' કાંઇ ચિંતા નહિ. '

તે પછી મસલત કરી ત્રણે ત્યાંથી નાસી ચાલ્યાં. બરાબર એક કલાક સુધી ચાલ્યા પછી તેઓ સુરંગના બીજા મુખ ઉપર પહોંચી ગયાં. સુરંગમાંથી નીકળી ત્રણે પાસેની એક સરામાં પહોંચ્યાં અને તેના માલિક પાસેથી ત્રણ ઘોડા ખરિદ કરી ત્યાંથી રવાના થઇ ગયાં. લગભગ મધ્યરાત્રે તેઓ એક ચટ્ટીપર પહોંચ્યાં. થોડી વિશ્રાંતિ લેવાની ઇચ્છાથી તેમણે ત્યાંના રક્ષકને જગાડયો. તેણે દ્વાર ઉઘાડી તેઓને આરામ કરવા સારૂ એક ઓરડો બતાવ્યો અને ઘોડાઓ

તબેલામાં બંધાવી દીધા. હજુ તો તેઓ નિવૃત્ત પણ નહોતાં થયાં એટલામાં ઘોડાઓના હણહણાટ સંભળાયા. કાચમે બરાબર નિરક્ષણ કર્યું તો માલમ પડયું કે બાકરઅલ્લી સવારોની સાથે આવી પહોંચ્યો છે. તેને જોતાંજ સર્વનું ધૈર્ય છૂટી ગયું અને કનકલતા હાય, હાય કરી બોલી "ગજબ થઇ ગયો! કોણ જાણે કેવીએ ફજેતી સાથે અહીંથી લઇ જશે!"

પછી તે ત્રણે જણાં એ ઓરડામાંથી નીકળી એક બીજી ઓરડીમાં ભરાયાં અને અંદરથી તેનાં દ્વાર બંધ કરી દીધાં. પરંતુ તેમાં એક માણુસ પહેલેથીજ હાજર હતો. કનકલતાએ તેને ઓળખ્યો અને કહ્યું–'કેમ મહાશય! આપનું નામ તો કર્મચંદ કે નહિ?'

તેણે કહ્યું–'હા, કનકલતા! તમે અહીં કયાંથી?'

'વાત બહુ લાંબી છે. માત્ર મને આ વખતે બચાવો, બાકરઅલ્લી કેદ કરવા માટે આવ્યો છે.'

આ સાંભળતાંજ કર્મચંદ દ્વાર ઉઘાડી બહાર નીકળ્યો અને તેણે મકાનના માલિકને સમજાવી દીધો કે જ્યાં સુધી હું એ ત્રણે જણને છૂપાવી ન દઉં ત્યાં સુધી તમે દરવાજા ઉઘાડશો નહિ. આ પ્રમાણે સૂચના આપી તે અંદર ગયો. બહાર દરવાજા ઉપર ધમાલ મચી રહી. કર્મચંદ અંદર જતાંની સાથેજ ઉછળીને છતની સાથે વળગેલી એક સાંકળ પકડી લટકી ગયો. તરત દિવાલનું એક પાટીયું ખસ્યું

અને એક સુરંગનું મુખ જણાવા લાગ્યું. તેણે બહુજ ધીમેથી કહ્યું-'જાઓ, જલ્દી આ રસ્તેથી ચાલ્યાં જાઓ.'

સૂચના સાંભળતાંજ કનકલતા સર્વની આગળ થઇ. મહતાબે ત્યાંનો દીપક સાથે લઇ લીધો અને કાયમ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. જ્યારે સર્વ સુરંગમાં ઉતરી ગયાં ત્યારે કર્મચંદે સાંકળને છોડી દીધી. તરત એક ધડાકાની સાથે દરવાજાનાં દ્વાર પણ તૂટી પડયાં.

## પ્રકરણ ૧૨ મું.

### પુનઃ કેદમાં.

તે સુરંગ કે જેમાં કનકલતા પોતાના સાથીઓ સહિત છૂપાઇ હતી તે બહુજ સાંકડી અને અંધારી હતી; તેથી આપણે તેમનો સાથ છોડી નકુમુલ્લાના મહેલમાં પહોંચી જઇએ. આ વખતે ત્યાં એક સારો દરબાર ભરાયો છે. દરેક વાતમાં વાહવાહના પોકારો થાય છે. નકુમુલ્લાના એક એક શબ્દ ઉપર હજારો ધન્યવાદ પડી રહ્યા છે. વચ્ચે મુલ્લાંજી બેઠા છે અને ચારે તરફ ખુશામતિયા મતલબી લોકો તેને ઘેરી રહ્યા છે. ન્હાના પ્રકારના વાતોના તડાકા ચાલી રહ્યા છે. થોડીવારે ત્યાં એક દાસી પાછળથી લપાતી-છૂપાતી આવી અને મુલ્લાના કાનમાં કાંઇક કહી ચાલી ગઈ. તેના

ગયા પછી મુલ્લાં પણ ત્યાંથી ઉઠયો અને તરત પોતાના ખાસ ઓરડામાં જઈ પહોંચ્યો. તે ઓરડામાં પહેલેથીજ પૈનખાં અને ચંડૂલખાં બેઠા હતા. મુલ્લાંએ તેમને જોતાંજ ચંડૂલખાંને ઉદ્દેશીને કહ્યું–' શાબાશ ! ચંડૂલખાં ! તમે ખરે-ખર ચંડૂલ છો ! જે કામ તમે હાથમાં લ્યો છો તેને પૂરૂં કર્યા સિવાય રહેતા નથી. હું તમને સારામાં સારૂં ઇનામ આપીશ. જલ્દી કહો કે કનકલતાની શું ઇચ્છા છે ? '

ચંડૂલખાંએ જવાબ આપ્યો–' બહુ સારી ઇચ્છા છે. મેં વાત કરી તે ઉપર તે બહુ શરમાઇ ગઇ છે, કેમકે જ્યારથી બાકરઅલ્લીએ એ બન્નેને મારે હવાલે કર્યા છે, ત્યારથી તેણે શરમને લીધે નકાબ પણ હઠાવ્યો નથી. અને મારી સામે એક લફ્જ પણ બોલી નથી. હજૂરની ખિદમતમાં તેને જલ્દી હાજર કરવાની હોવાથી મેં કાંઇ પૂછ્યું નથી અને એવો કાંઇ વખત પણ મળ્યો નથી. '

' બહુ સારૂં કર્યું. હવે હું જાતેજ તેને પૂછીશ. ' એમ કહી મુલ્લાં ઉઠયો અને પોતાના ઠરાવ મુજબ તેને રૂપિયા ગણી આપી વિદાય કર્યો. પછી તે થોડીવાર સુધી ઓરડામાં ફરતો રહ્યો. વળી કાંઇક વિચાર આવતાં એક પહેરેગીરને મોકલી તેણે કનકસિંહ તથા કુન્દનને બોલાવી મંગાવ્યાં. અને તેમના આવ્યા પછી કનકસિંહને ઉદ્દેશીને તેણે કહ્યું ' કેમ કનકસિંહ ! હવે તો તારી ખાત્રી થઇ હશે કે મારા સપાટામાંથી અપરાધી કદી બચી શકતો નથી. '

કનકસિંહે ક્રોધથી જવાબ આપ્યો—' કોઇની ઉપર મોહિત થઇ જવું, પછી તેને ડરાવી પોતાના પંજામાં સપડાવવું એ મુલ્લાં નામધારીને શોભતું નથી. સંસારની આંખોમાં ધૂળ નાંખવાનું તારા જેવા ધૂર્તનેજ ઘટે છે !'

' બસ, ચુપ !' નકુમુલ્લાંએ એકદમ ઉછળીને કહ્યું અને તરત પોતાનું મોઢું બીજી તરફ ફેરવી કુન્દનને ઉદ્દેશીને કહ્યું—' કનકલતા ! નકાબ હઠાવો. બુરખો ઉતારો. આ તો ઘર છે. કયાંઈ બીજે જાઓ ત્યારે મોઢા ઉપર નકાબ લગાવજો.'

કુન્દનને બોલવાની ઇચ્છા નહોતી; કિન્તુ કનકસિંહે ઈસારો કર્યો એટલે તેણે મોઢા ઉપરથી નકાબ ખસેડી દીધો. નકુમુલ્લાં તેનો ચહેરો જોતાંજ એકદમ પાછો ખસી ગયો. તેના મોઢામાંથી એકાએક ' આ શું ?' એવા ઉદ્ગાર નીકળી ગયા. તેનું આશ્ચર્ય એકદમ ક્રોધના રૂપમાં બદલાઇ ગયું; કેમકે તે અત્યાર સુધી કુન્દનને કનકલતાંજ સમજતો હતો. તેણે ઉગ્ર સ્વરે કહ્યું—' પકડો બદમાશ ચંદૂલખાંને ! નકુમુલ્લાંની સાથે કપટ ?!

બહાર દરવાજા ઉપર જે સિપાઇઓ બેઠા હતા, તેઓ આજ્ઞા મળતાંજ ચંદૂલખાંને પકડવા માટે દોડયા અને થોડીવારમાંજ તેને પકડી લાવી હાજર કરી દીધો. કુન્દનને જોતાંજ તેનો ચહેરો પણ ફીક્કો પડી ગયો. અને તે થરથર કંપવા લાગ્યો.

નકુમુલ્લાં બોલી ઉઠયો–' ઓહો ! શું મારી સાથે આવી દગાબાજી ? મારી સાથે કપટ ! હમણાંજ જહન્નમમાં મોકલી દઉં છું."

ચંડૂલખાંએ હાથ જોડીને કહ્યું–' હજૂર ! હું બહુ દિલગીર છું. કાંઈ સમજી શકતો નથી, અનુમાન થાય છે કે લુંટારાઓની ભૂલ થઈ છે.'

' પણ તારામાં એટલી અક્કલ નહોતી ? ચહેરો તો જોઇ લેવો હતો !'

' ગરીબ પરવર ! કનકસિંહને જોતાંજ મારા આનંદનું ઠેકાણું ન રહ્યું. મેં ધાર્યું કે આ બન્ને પતિ પત્ની હશે, નકાબ ઉતારી ચહેરો જોઇ લેવાનો ખ્યાલ રહ્યો નહિ ! વળી પોશાક કનકલતાનોજ છે, જેથી શક કરવાનું કોઇ કારણ મળ્યું નહિ. હજૂર ! મારી કસુર માફ કરો.'

નકુમુલ્લાંનો ક્રોધ ધીમો પડયો. તેણે કુન્દનને કહ્યું– ' આ મામલો કેવી રીતે બન્યો ?'

કુન્દન કહેવા લાગી–' હું તો માત્ર એટલુંજ જાણું છું કે હું એકલી મુસાફરી કરી રહી હતી, ત્યાં રસ્તામાં આ મળી ગયા અને તેમણે અત્યાર સુધીમાં મને ઘણી મદદ કરી છે.'

' ત્યારે આ કનકલતાનો પોશાક કયાંથી મળયો ?

એ સવાલથી કુન્દન મુંઝાઈ. જવાબ ગોઠવવા માટે જ્યાં વિચાર કરી રહી હતી ત્યાં એક છોકરો દોડતો આ-

વ્યો. અને તેણે જણાવ્યું કે બહાર બે માણસો બેઠેલા છે. મુલ્લાં એ સાંભળી ઉભો થયો અને તે છોકરા સાથે બીજા ઓરડામાં જ્યાં બાકરઅલ્લીના મોકલેલા બે માણસો બેઠા હતા ત્યાં જઈ પહોંચ્યો. નકુમુલ્લાંને જોતાંજ તેઓ ઉભા થઇ ગયા. અને મુલ્લાંના બેઠા પછી નીચે બેસી નિવેદન કરવા લાગ્યા કે–'જે સ્ત્રી કનકસિંહની સાથે આવી છે તે કનકલતા નથી, માટે તેને પાછી મોકલો. જ્યારે તે અમારા મુકામ ઉપર પહોંચશે ત્યારે કનકલતાને અહીં મોકલી આપવામાં આવશે; કારણ કે તેને ત્યાં કેદ કરવામાં આવી છે.'

'હા, એ વાત તો હું પણ જાણું છું; પરંતુ આ ભૂલ કેમ થઇ ગઇ ? અને અત્યારે કનકલતા ક્યાં છે ?'

'તે બાકરઅલ્લીની કેદમાં છે. જ્યારે અમે આ સ્ત્રીને લઇ જઈશું, ત્યારે તેને આપની ખિદમતમાં મોકલી દેશું.'

'હું તમારી વાત ઉપર કેમ વિશ્વાસ કરી શકું ?'

આવેલા બે જણામાંથી સઇદ નામક માણસ બોલ્યો–'મારા આ સાથી જોડે કુન્દનને મોકલી આપો. કનકલતા આવતાં સુધી હું આપને ત્યાં જામીન તરીકે નજરકેદ રહીશ.'

'હા, એમ થઇ શકશે; પણ યાદ રાખજો કે જો તે નહિ આવે તો તમને કત્લ કરવામાં આવશે !'

'પણ કેદીની દશામાં મને કાંઇ પીડા ન કરવી.'

'એ કહેવાની કાંઈ જરૂર નથી. ઠીક, કુન્દનને કાલે મોકલી દેવામાં આવશે. તેની સાથે ચંડુલખાં, પૈનખાં અને થોડા સવારો પણ આવશે. કનકલતાને તેમની સાથે મોકલી આપજો. પણ આ ઘટના શી રીતે બની તે તો કાંઇક કહો ?'

'હજૂર! તેની અમને કાંઇ માહિતી નથી. અમે તો એટલુંજ જાણીએ છીએ કે બાકરઅલ્લીને બે સ્ત્રીઓને પકડવાનું કામ સોંપવામાં આવ્યું હતું; તેથી આ ભૂલ થઇ ગઇ જણાય છે.'

'આશ્ચર્ય! બે સ્ત્રીઓને પકડવાનું કામ તમને ક્યાંથી સોંપવામાં આવ્યું ? ભલા, એ તો કહો કે બીજી સ્ત્રીને માટે કોણે ભલામણ કરી હતી ?

'હજૂર! અમે એ સંબંધમાં આજ સુધીમાં કાંઇ પણ જાણ્યું નથી.'

'ખયર! હવે તમે થાકેલા છો માટે ખાઇ પી સુઇ જાઓ. કાલે એક જણે કુન્દનને લઇને ચાલ્યા જવું અને બીજાએ અહીં નજરકેદ રહેવું.' એમ કહી નકુમુલ્લાં પોતાના ખાસ ઓરડામાં ચાલ્યો ગયો. અને ત્યાં જતાંજ તેણે હુકમ ફરમાવ્યો કે—'કનકસિંહને લઇ જઇને જેલમાં નાંખી ઘો. અને આ બન્નેને રજા આપી ઘો.'

પેનખાં અને ચંડુલખાં બંન્નેને છૂટા કરવામાં આવ્યા. કનકસિંહને પણ સિપાઈ પકડીને લઇ ગયો. પછી કુન્દન ત્યાં એકલી રહી એટલે મુલ્લાંએ તેને કહ્યું—'હસીના! તું મારો

પાસે આવ અને કહે કે કનકસિંહનો તથા તારો મેળાપ કેવી રીતે થયો ?' કુન્દન શાંત–ચુપ રહી. તેણે તેનો કાંઈ પણ જવાબ આપ્યો નહિ.

નકુમુલ્લાંએ પુનઃ પૂછ્યું–' કેમ કાંઇ જવાબ આપતી નથી ?'

' હું શું આપને જવાબ આપું તે મારી સમજમાં આવતું નથી. જો આપ મને જેલખાનામાં કનકસિંહની પાસે મોકલી દેશો તો ઘણી મહેરબાની થશે. મુલ્લાં સાહેબ ! હું આપને હાથ જોડું છું કે આપ ખુદાના નામ ઉપર, આપના પયગમ્બર મહમ્મુદ સાહેબના નામ ઉપર અને જો આપ સાચા મુલ્લાં હો તો આપના દીનની ખૈરાતમાં મને દુખિયારીને વધારે તકલીફ ન આપો અને કનકસિંહની પાસે મોકલાવી દો.

નકુમુલ્લાં કાંઈક સ્મીત કરી બોલ્યો–' ઓહો ! કનકસિંહ મોટો ભાગ્યશાળી જણાય છે, જુઓને ! સ્ત્રીઓ તેના ગળામાં પોતાની મેળે લપટી પડે છે અને કેવી હાય, હાય કરતી ફરે છે !'

' બેશક ! કનકસિંહ એને લાયકજ છે.' કુન્દન કહેવા લાગી. ' તે મનુષ્ય નથી, તેને દેવ કહેવો જોઇએ; કેમકે તેણે પરોપકારનું વ્રત ધારણ કર્યું છે. મુલ્લાંસાહેબ ! તે મને બહુજ પ્યારો છે અને એક બ્હેનની માફક મને રાખે છે.

નકુમુલ્લાં વિકટ ભાવથી હસીને કહેવા લાગ્યો–' કાલ

તો કનકલતા પણ એમ કહેશે કે કનકસિંહ તો મારો બાપ છે!!'

"મુસલમાનોનાં પૂજનીય એક મુલ્લાં થઈને આવી વાતો કરો છો? પાપથી ડરો અને એક અબળાને આ પ્રમાણે ન સતાવો."

'હું તને સતાવવા નથી ઇચ્છતો; મગર તું જ્યારે એક એવા શખ્સની સિફારિશ કરે છે કે જેને કત્લ કરવાની શિક્ષા........'

કુન્દન એ વાતને અટકાવીને બોલી ઉઠી–'હજૂર! એ ગરીબ ઉપર દયા કરો, અને એવી કોઇ તદબીર વિચારો કે જેથી તેને માફી મળે.'

'તે બધું તારા વિચારો ઉપર આધાર રાખે છે. તેણે એક હિન્દુ કાફિર થઇને પાક ઇસ્લામી મજહબના સરદારને છેતર્યો છે, તેથી તેને જીવતોજ બાળી મુકવામાં આવશે. પણ જો તું ધારે તો તેનો જાન બચી શકે!'

'અરે અરે, એવી નિર્દયતા! એવો કઠોર દંડ! સાહેબ! એ તો કહો કે હું તેને કઇ રીતે બચાવું?'

મુલ્લાં જરા આગળ વધ્યો. તેણે પોતાનો હાથ કુન્દન તરફ લંબાવતાં કહ્યું–'એને બચાવવાની સુરત આજ છે. પ્યારી! તું મારી મહોબ્બત કબુલ કરી લે અને મારી પ્રાણપ્યારી બની જા!!'

આવા શબ્દ સાંભળતાંજ કુન્દનનો ક્રોધાગ્નિ સળગી ઉઠયો.

બે ત્રણ કદમ પાછી હઠી તે બોલી ઉઠી-'અરે, પાપી ! શયતાન ! ખસી જા, દૂર થા, મને અડીશ નહિ. રોક, રોક, તારા આગળ વધતા અપવિત્ર હાથને રોક.' કુન્દનનો ક્રોધાવેશ જોઇ દુષ્ટ મુલ્લાં જ્યાંનો ત્યાં રહી ગયો. તેની હિમ્મત વધારે ચાલી શકી નહિ. તે ભાંગ્યા-તૂટયા શબ્દોમાં કહેવા લાગ્યો-તને માલમ નથી કે બાકરઅલ્લીના બે કાસદ તને લેવાને માટે આવ્યા છે. જો તું મારા ઉપર રહમ કરે તો હું તને તેના હાથમાંથી બચાવું.'

. કુન્દને તેના ભાષણુની ઉપેક્ષા કરી કહ્યું —બસ, રહેવા દે. હવે હું વધારે સાંભળવા ઈચ્છતી નથી.'

'તો પછી તેમાં મારૂં શું બગડવાનું છે ?' એમ કહી મુલ્લાંએ એક ઘંટડી વગાડી. તરતજ એક સ્ત્રી આવીને ઉપસ્થિત થઈ, અને તેની સાથે કુન્દનને તેણે જનાનામાં મોકલી દીધી.

---

## પ્રકરણ ૧૩ મું.

### બબરચિંગ શું તમેજ છો ?

કનકલતા, મહતાબ અને કાયમ સુરંગમાં ચાલ્યાં ગયા પછી ઓરડીનાં દ્વાર તુટી પડયાં અને એ ઘટનાથી વાચકો પરિચિત છે. દ્વાર તુટતાંજ બાકરઅલ્લી પોતાનાં માણુસો સાથે અંદર ઘુસી આવ્યો; પરંતુ ત્યાં કનકલતા વગેરેને નહિ

જોવાથી તેણે કર્મચંદને પૂછયું–'હમણાં જે બે સ્ત્રીઓ અને એક પુરુષ અહીં આવ્યાં હતાં તે કયાં ગયાં.

કર્મચંદે જવાબ આપ્યો–' તેની મને કાંઈ માહિતી નથી. હું તો મુસાફિર છું. અને કમાડ બંધ કરી સુઈ ગયો હતો પણ હમણાં બારણાં તુટી પડવાના અવાજને લીધે મારી નિદ્રા ઉડી ગઈ છે.'

' તો શું તે ત્રણેને આ દીવાલ ગળી ગઈ?'

' હું શી રીતે કાંઇ કહી શકું?'

એટલામાં બાકરઅલ્લીના એક સાથીએ કહ્યું–' અનુમાન થાય છે કે સર્વ નાસી ગયાં છે. જો અહીં આવ્યાં હોય તો કયાં નાસી જાય?

તે ઓરડીની બરાબર તપાસ કરી તેઓ સર્વ ત્યાંથી વિદાય થયા. તેમના ગયા પછી કર્મચંદે પુનઃ તે સુરંગને ખોલી અને કનકલતા વગેરેને બહાર કાઢયાં. ઉપકારવશ કનકલતાએ કૃતજ્ઞ બુદ્ધિથી કહ્યું–' મહાશય! એક દિવસ બબરચિંગે જીવ બચાવ્યો હતો, આજે આપે પણ દુષ્ટ બાકરઅલ્લીના હાથથી મને બચાવી છે. હું અબળા છું. ઇશ્વર તમને તેનો બદલો આપશે.'

'બદલાની મને જરા પણ ઈચ્છા નથી. કિન્તુ તમે એ તો કહો કે હવે તમારો કયાં જવાનો ઇરાદો છે?'

મહતાબે જવાબ આપ્યો–' અમે બબરચિંગની પાસે જવા ઈચ્છીએ છીએ અને તેની સહાયતાથી અમારા સાથીઓને છોડાવવાનો ઇરાદો છે.'

'સારી વાત છે; ચાલો હું પણ ત્યાં આવું છું.' એમ કહી કર્મચંદ તેમની સાથે ઉઠયો. અને સૌ પોત પોતાના ઘોડાઓ ઉપર સવાર થઇ રવાના થયાં. માર્ગમાં કનકલતાએ કર્મચંદને પૂછયું–'મહાશય! બખરચિંગની સાથે આપને કયારથી ઓળખાણ છે? તે બહુ બહાદુર માણસ છે. ખેબરમાં તેણે મારો જીવ બચાવ્યો છે. તે દિવસ ગરબડમાં હું તેને બરાબર જોઇ શકી નથી. તે શરીરે કેવો છે?'

'સુન્દરી! તે જેવો છે તેવો હમણાં તમારી આંખે જોઇ શકસો. થોડીવાર ધૈર્ય ધરો.'

ઘોડાઓ ચાલ્યા જતા હતા. માર્ગમાં તે સિવાય તેમની વચ્ચે કાંઈ વાત થઇ નહિ. જંગલનો પહાડી રસ્તો બહુ ખડબચડો હતો; તેથી કનકલતાને ઘણું દુઃખ ખમવું પડતું હતું. ઘોડાઓ રહી રહીને ઠોકરો ખાતા જતા હતા. તેમની પીઠ ઉપર સવારોના ચાબુકો પડતા હતા. આફતને વખતે સર્વ કાંઈ સહન કરવું પડે છે. બિચારી બન્ને સ્ત્રિઓ કે જેમને ઘોડાઓ ઉપર આવી રીતની મુસાફરી કરવાનો બિલકુલ અભ્યાસ નહોતો; તેઓ સર્વ પ્રકારનું કષ્ટ સહન કરતી બરાબર ચાર કલાક ચાલી, તે પછી નિશાદેવીએ ઉષા સુન્દરીની ચડાઈ જોઇ નિર્બળતા–ભિરૂતાથી પોતાનું સિંહાસન ખાલી કર્યું અને રજનીના અંધકારને ઠેકાણે પ્રાતઃકાલીય પ્રકાશ પથરાવા લાગ્યો એટલે સર્વને રજનીના અંતનું ભાન થવા લાગ્યું. આ વખતે તેઓ એક એવા સ્થળમાં પહોંચ્યાં

હતાં કે જેની ચારે તરફ ઉંચા ઉંચા પર્વતો પોતાનાં ઉન્નત મસ્તક ઉઠાવી રહ્યા હતા. અને મધ્ય ભાગમાં મોટા મેદાનમાં તંબુઓ આવી રહ્યા હતા. કર્મચંદને જોતાંજ પહેરા વાળા સિપાઇએ પોતાની પાસેથી એક રણશિંગુ કાઢી ફુંક્યું. તેનો ઉગ્ર અવાજ બિજળીની પેઠે તે નિસ્તબ્ધ ભૂભાગમાં ફેલાઇ ગયો. તરતજ ચારે તરફના પહાડોમાંથી તેનો પ્રતિધ્વનિ થયો. રણશિંગાનો અવાજ સાંભળતાંજ તંબુઓમાંથી સરદારો આવીને કર્મચંદના ઘોડા સામે ઉભા રહેવા લાગ્યા. અને જ્યાં કર્મચંદ પોતાના ઘોડા ઉપરથી ઉતર્યો. ત્યાં સર્વે એ 'બબરચિંગની જય!' નો ગંભીર ધ્વનિ કરી પોતાનાં મસ્તક નીચાં નમાવી દીધાં.

કનકલતા જે અત્યાર સુધી આ બધું જોઇ રહી હતી તે બહુજ વિસ્મિત થઇ ગઈ. તેનાથી આમાંનું કાંઇ સમજાયું નહિ. થોડીવારે કર્મચંદે પોતાનાં ઉપરનાં કપડાં ઉતારી નાંખ્યાં, એટલે કનકલતાએ પોતાની સામે બબરચિંગનેજ જોયો! તરતજ તેના મોઢામાંથી શબ્દો નીકળી પડયા.--' બબરચિંગ શું તમેજ છો ? '

---

## પ્રકરણ ૧૪ મું.

---

### પ્રાણ રક્ષા.

કનકલતા, મહતાબ વગેરે નહિ મળી શકવાથી બાક-

રઅલી બહુજ મુંઝાયો. તેણે પોતાના સાથીઓને તેમની તપાસમાં મોકલ્યા અને પોતે પોતાને ઘેર પાછો આવ્યો. થોડીવાર થઇ એટલામાં તો બદરૂદ્દીન કુન્દનને લઇને આવી પહોંચ્યો. ને તેણે બાકરઅલીને સઘળી હકીકત કહી સંભળાવી. કનકલતાના છટકી જવાથી બાકરઅલી બહુજ દુ:ખિત હતો; પરંતુ જ્યારે તેણે સઈદના નજર કેદ રહ્યાની વાત સાંભળી ત્યારે તે અધિક ચિંતિત થઇ ગયો. સામાન્ય રીતે લુંટારાઓનાં હૃદય બહુ કઠોર હોય છે. ગંભીરમાં ગંભીર બનાવો પણ તેમના ઉપર બહુ ઓછી અસર કરે છે. બાકરઅલી તેના અપવાદ રૂપ નહોતો. તેના હૃદય ઉપર એ બનાવોનું જોઇએ તેવું વિલક્ષણ પરિણામ થયું નહિ. તે ફરતો ફરતો મોહનનારાયણશાહદેવના કેદખાના પાસે ગયો અને તાળું ઉઘાડી અંદર જઇ બોલ્યો:–'લ્યો શાહજાદા સાહેબ! તમારી માશુક કુન્દન આવી ગઈ.'

કુન્દનનું નામ સાંભળતાંજ મોહનનારાયણશાહદેવની પ્રસન્નતાનો પાર રહ્યો નહિ. તે જે સ્થાન ઉપર બેઠો હતો, ત્યાંથી ઉઠીને બાકરઅલીની પાસે જઇ પહોંચ્યો. અને જ્યારે તે બારણા તરફ જવા લાગ્યો ત્યારે તેને તે સરદારે અટકાવીને કહ્યું–'જાઓ છો કયાં?'

'જરા મારી વ્હાલીને જોઈ તો લઉં!'

'કનકલતા નાસી ગઇ છે. બિચારો સઈદ તમારી કુન્દનની જમાનતમાં નકુમુલ્લાંને ત્યાં કેદ છે; વળી અત્યાર

સુધી રૂપિયા આવ્યા નથી, તેથી તમને હમણાં તમારી પ્રિયા પાસે જવા દેવામાં આવશે નહિ.'

'કનકલતા નાસી ગઇ હોય કે સઇદ કેદ પકડાયો હોય તેમાં તમારી ગફલત છે; મારે એ મામલા સાથે શો સંબંધ ?'

'અમારી ગફલત નથી, બલ્કે તમારી કસુર છે.'

'મારી શું કસુર છે ?'

'કુન્દનનો પોશાક ન બદલાયો હોત તો આવી ગરબડ કેમ કરી થાત ?'

'ત્યારે શું કાફિર સઇદ મારે લીધેજ કેદ પકડાયો ?'

'ખબરદાર ! મુસલમાનને કાફિર ન કહેતા !'

'કેમ ? લુંટ કરવી, પરસ્ત્રીનું હરણ કરવું એ કયે ઠેકાણે લખેલું છે ? કુરાનના કયા કલમાને આધારે આ કામ કરવામાં આવે છે ?'

'ખામોશ ! લાંબી-ટુંકી વાત ન કરો. જ્યાં સુધી રૂપિયા નહિ આવે ત્યાં સુધી મળવાની રજા આપવામાં આવશે નહિ. આટલું કહી તે પાછો ફર્યો અને કમાડ બંધ કરી ચાલવા જતો હતો, એટલામાં એક લુંટારાએ આવીને સલામ કરી. બાકરઅલ્લીએ તેને પૂછયું-'શું રૂપિયા લાવ્યો ?'

'ના, એક કોડી પણ ન મળી.'

આ સાંભળતાંજ મોહનનારાયણશાહદેવ કુદીને બારણા પાસે આવ્યો અને બોલ્યો-'આ જૂઠો છે. રૂપિયા ત્યાંથી

લાવીને પોતે હજમ કરી ગયો હશે. એવી શું વાત છે કે રૂપિયા ન મળે ?!'

તે લુંટારાએ જરા ગરમ થઇ જઇ કહ્યું-'સરદાર સાહેબ જાણે છે કે હું બેઇમાન આદમી નથી.'

મોહનનારાયણશાહે પૂછ્યું-'તો પછી થયું શું ? મેળાપ પણ શું ન થયો !'

'ના. તમારા બતાવેલા સ્થળે પહોંચી તમારો કાગળ મેં તે કુન્દનના વાલીને આપ્યો. કાગળ વાંચતાંજ તેનું શરીર કંપવા લાગ્યું. કેટલીક વાર સુધી ચુપ રહ્યા પછી તેણે કહ્યું-' મારી પુત્રી અબ્દુલરહેમાનખાંની બેગમ બની હોત તો શું ખોટું હતું ? કન્યાઓથી જુદા પડવા કરતાં તે મરી ગઇ હોત તો બહેતર હતું ! હું વૃદ્ધ આદમી કબરમાં એક પગ લટકાવી બેઠો છું; એ બદજાત છોકરીએ મારા આરામમાં ખલેલ પાડી ! હવે શાહનો જૂલ્મ કોણ અટકાવશે ? હાય ! જરૂર અબ્દુલ રહેમાન હવે બંદીવાન કરી મંગાવશે !' એમ કહી તે ખૂબ રડવા લાગ્યો. મેં તેને ઘણું સમજાવ્યો, પણ તે કંજુસે મારૂં કાંઇ સાંભળ્યું નહિ ! ઘડીમાં તે કુન્દનની નાલાયકી બતાવતો, ઘડીમાં પોતે ગરીબ બની જતો. આ પ્રમાણે તેણે બે દિવસ વીતાડી દીધા. હું તેને ત્રીજે દિવસે ફરીને મળ્યો. મને જોતાંજ તેણે રોકડો જવાબ આપી દીધો ! મોહનનારાયણ ! મેં તમારી તરફથી પણ તેને ઘણું કહ્યું; મગર તેણે કાંઇ પણ સાંભળ્યું નહિ.

લાચાર થઇ હું ત્યાંથી ચાલી નીકળ્યો. અને તમારા બાપની પાસે એવા ખ્યાલથી ગયો કે તે અવશ્ય તમારા કાગળ ઉપર કાંઇક ધ્યાન આપશે; પણ રૂપિયા આપવાને બદલે તે ઘણું જ ભલું-બુરૂં કહેવા લાગ્યો-" કેદ પકડાવાને બદલે મરી ગયો હોત તો બહુ સારૂં હતું. અમારા ખાનદાન કુટુંબની આબરૂ તેણે ધૂળમાં મેળવી દીધી ! જે કામ અમારા ઘરનો એક સાધારણ નોકર પણ ન કરે તે કામ તેણે કરીને મારૂં શિર નીચું કરી દીધું છે !" જ્યારે હું દરેક રીતે નાઉમ્મીદ થઇ ગયો ત્યારે ત્યાંથી અહીં ચાલ્યો આવ્યો.

બાકરઅલીએ ઇશારો કરીમોહનનારા યણુશાહને પૂછ્યું-'કેમ હવે શું કહો છો ?'

'હવે શું કહું ?'

'તો પછી મરવાને માટે તૈયાર થઈ જાઓ.'

"હું મોતથી જરા પણ ડરતો નથી અને હવે તમને કાંઇ કહેવાનો પણ નથી; પરંતુ એટલી મહેરબાની કરો કે કુન્દનની સાથે મારી છેવટની ભેટ થઇ શકે ! તમારૂં આ અહેસાન મરવા છતાં પણ હું નહિ ભુલું; બલ્કે ઘણી ખુશીની સાથે હું મરીશ અને તમને આશીર્વાદ દેતો જઇશ !'

'કાફિર હિન્દુઓની દુવાઓ અમારા લોકોને માટે બદદુવાઓ છે. તમારો કુન્દનની સાથે મેળાપ થાય એતો

સ્વપ્ને પણ ન સમજશો !' એટલું કહી બાકરઅલ્લીએ સીટી બજાવી. તરતજ કેટલાક હથિયાર બંધ લુંટારાઓ આવ્યા અને મોહનનારાયણશાહને પકડી પાસેના જંગલમાં લઈ ગયા. ત્યાં જઇ તેઓએ તેને એક વૃક્ષની સાથે બાંધી દીધો. જલ્લાદો હાથમાં નાગી તલ્વારો લઈ તેની ચારે તરફ ફરવા લાગ્યા. બીજા લુંટારાઓ 'યા અલ્લી ! યા અલ્લી ! કહી તેની ચારે તરફ ઉભા રહ્યા !'

સરદાર બાકરઅલ્લીએ કત્લ કરવાની આજ્ઞા આપવાનો વિચાર કર્યો, એટલામાં જંગલી બાજોના અવાજો તેમના કાનમાં આવ્યા. સર્વ ગભરાઇ ગયા. સરદારે મોહનનારાયણશાહને મારવાને બદલે પોતાના સાથીઓને તૈયાર કરવાનો હુકમ દીધો. ચારે તરફ ગડબડ મચી ગઇ. જોતાં જોતાંમાં સો-દોઢસો હથિયારબંધ લુંટારાઓ તૈયાર થઇ ગયા. આ તરફ પણ ઢોલ-નગારાં બજાવતા લગભગ સો-સવાસો સવાર લોઢાનાં બખ્તરો પહેરી, હાથમાં ઉઘાડી તરવારો લઇ બાકરઅલ્લીના શિર ઉપર આવી પહોંચ્યા. અને આવતાં જ તેમણે લુંટારાઓની ટોળી ઉપર આક્રમણ કરી દીધું. એક તરફથી 'અલ્લાહો અકબર' અને બીજી તરફથી 'મહાત્મા બુદ્ધનો જય થાઓ ! બબરચિંગ બહાદુરનો જય થાઓ !!' એવા અવાજો આસમાન સુધી પહોચવા લાગ્યા. રણવાદ્યોના અવાજોથી દૂર દૂરનાં જંગલોને ખળભળાવી દીધાં. બન્ને તરફથી ભીષણ પ્રહારો થવા લાગ્યા. અત્યાર સુધી જે જમીન સુકી

હતી તે ચારે તરફથી લોહી વડે ભીંજાઈ ગઈ. એક ક્ષણ-માંજ રૂધિરની નદી વહેવા લાગી અને તેમાં સૈનિકોનાં માથાં તથા છિન્ન અવયવો તરવા લાગ્યાં. આ તરફ અસ્ત થતા દિનકરે પણ લડનારા બહાદૂરોનાં કપડાંઓને પોતાનાં સોનેરી કિરણોથી રંગી રક્તવર્ણનાં કરી દીધાં. લગભગ એક કલાક સુધી બહુ ભારી લડાઈ ચાલી. બન્ને તરફથી કોઇ હઠવાનું નામ પણ લેતું નહોતું; પરંતુ જેમ જેમ રાત્રીનો અંધકાર વધતો ગયો, તેમ તેમ યુદ્ધની ભીષણતા જામતી ગઇ. આખરે એક એક કરતાં બાકરઅલ્લીના સાથીઓ ભૂત-ળશાયી થવા લાગ્યા.

જે વખતે તમામ સૈનિકો પોતાનું યુદ્ધ કૌશલ્ય દેખાડી રહ્યા હતા, તે વખતે આગંતુક લશ્કરના બે સિપાઈઓ પો-તાના સરદારની આજ્ઞાથી મોહનનારાયણશાહની પાસે ગયા અને તેનાં બંધન કાપી નાંખી એક ઘોડા ઉપર તેને બેસાડી દીધો. જ્યાં તે નાસવા જાય છે, ત્યાં બાકરઅલ્લીની દૃષ્ટિ તેના તરફ વળી. તરતજ તે કેદીની તરફ કુદ્યો અને એકદમ તેના ઘોડાની લગામ પકડી કહેવા લાગ્યો-'ચોર! શું તું બાકરઅલ્લીના હાથમાંથી છટકવા માગે છે? જો, આ તર-વાર તારા લોહીની પ્યાસી થઇ રહી છે!'

'દુષ્ટ! તારૂં મોત આવ્યું છે તો લે, હું પણ તૈયાર છું.' એમ કહી મોહનનારાયણશાહ ઘોડા ઉપરથી ઉતરી પડયો અને બન્ને જણા લડવા લાગ્યા. બન્ને જણ યુદ્ધ વિ-

દ્યામાં નિપુણ હતા. તેમણે આયુષ્યનાં ઘણાં વર્ષો એજ શિક્ષણમાં વ્યતીત કર્યાં હતાં. પહેલાના જમાનામાં રાજપૂતો તો શું પણ સાધારણ લોકોએ યુદ્ધકળાનું શિક્ષણ લેતા હતા. સમય ક્ષાત્રવૃત્તિનો હતો; તેથી વીર માણસોની બહુ આબરૂ હતી અને સમાજમાં એવા યુદ્ધ-વિશારદને બહુ માનની દૃષ્ટિએ જોવામાં આવતા હતા. રાજા, રૈયત કે જમીનદારોનો કોઈ એક પણ બાળક એવો નહોતો જોવામાં આવતો કે જેને યુદ્ધ સંબંધી જ્ઞાન ન હોય. વાસ્તવિક રીતે કહીએ તો એવા શિક્ષણનો સાર્વત્રિક પ્રચાર હતો. અને વસ્તુસ્થિતિ જ્યારે એ પ્રકારની હતી ત્યારે મોહનનારાયણશાહ એક સુંદર લડવૈયો હોય એમાં આશ્ચર્ય પણ શું ?

બીજી તરફ બાકરઅલ્લી પણ એક લુંટારાનો સરદાર હતો. તેથી લોઢાને કાપવા લોઢું સામે આવ્યું ! લુંટારો મોહનનારાયણ ઉપર આક્રમણ કરી રહ્યો હતો; અને તે તેના આક્રમણને રોકી રાખતો હતો. જ્યારે મોહનનારાયણશાહે જોયું કે બાકરઅલ્લી હવે તદ્દન થાકી ગયો છે; ત્યારે તેણે ઉછળીને તેની ગરદન ઉપર એક એવો ઘા કર્યો કે લુંટારો એકદમ નીચે પડી ગયો અને તે તેની છાતી ઉપર ચડી બેસી જ્યાં તેની તરવાર છીનવી લેવા ધારતો હતો ત્યાં એકદમ સરદાર પણ જોર કરી ઉભો થઈ ગયો અને 'યા અલ્લા !' કહી ચારે તરફથી મોહનનારાયણશાહની ઉપર તૂટી પડયો. આ તરફ બબરચિંગનાં સાથીઓ પણ ગાફિલ

નહોતા. એ સર્વેએ એકત્ર થઇ એક વિકટ આક્રમણ કરી તેના હાથમાંથી મોહનનારાયણશાહને બચાવી લીધો. અને ફરી ચારે તરફ ભીષણ યુદ્ધ મચી રહ્યું. આખરે મુસલમાનોનું જોર નબળું પડયું. તેમના સૈનિકો પળ પળમાં યમપુરને માર્ગે જતા જોઇ બાકરઅલ્લી વધારે વખત ટકવાની આશા રાખી શકયો નહિ ! અને તેથી બચેલા સાથીઓ સાથે લઇ એકદમ ત્યાંથી નાસી છૂટયો. તરત જ બબરચિંગનાં માણસોએ ' બુદ્ધ ભગવાનનો જય ' પોકાર્યો. પછી મોહનનારાયણશાહે તે લશ્કરના સરદારને પૂછ્યું-'શું આપનુંજ નામ બબરચિંગ છે."

સરદારે જવાબ દીધો-' નહિ નહિ, હું તો બબરચિંગનો એક તુચ્છ સેવક છું. મારૂં નામ બુચિંગ છે.'

હવે વાંચકો સમજી ગયા હશે કે એ ટુકડીનો સરદાર તેજ બુચિંગ છે કે જેને કર્મચંદ યાને બબરચિંગે ખૈબરની જેલમાંથી છોડાવ્યો હતો !

મોહનનારાયણશાહે કહ્યું-'સાથે એક સ્ત્રી કેદી છે તેને છોડાવી લેવી જોઇએ.'

'અવશ્ય તમને છોડાવ્યા તો પછી એને કેમ ન છોડાવવી જોઇએ ?' એમ કહી બુચિંગ પોતાનાં માણસો સાથે મોહનનારાયણશાહને આગળ કરી કેદખાના તરફ ચાલ્યો. થોડીવાર પહેલાં જ્યાં ઘણાંજ માણસો હતાં તે મકાન શૂન્ય થઇ રહ્યું હતું. ક્યાંઈ કોઇ માણસ દેખાતું નહોતું. સર્વ સૈ-

નિકો ચારે તરફના ઓરડાઓ ઉઘાડી ઉઘાડીને જોવા લાગ્યા. છેવટે તેઓ એક ઓરડીમાં જઇ ચડયા. તેમાં નીચે એક ભોંયરૂં હતું. મોહનનારાયણ એકદમ મીણબત્તી સળગાવી નીચે ઉતરી ગયો બુચિંગ પણ તેની પાછળ ઉતર્યો. તેઓ એક એવા સ્થળમાં પહોંચ્યા કે જ્યાં કેટલીક વિચિત્ર ઓરડીઓ આવી રહી હતી. ઘણીએ તપાસ કરતાં એક અંધારી ઓરડીમાંથી રડતી સ્થિતિમાંથી કુન્દન મળી આવી. મોહન નારાયણે તેને જોતાંજ દોડીને પોતાની છાતી સાથે લગાવી દીધી. બન્નેનાં નેત્રો એક થયાં. આંસુની અવિરત ધારાઓ ચાલી રહી. બુચિંગ એ જોઇને બહાર ચાલ્યો આવ્યો. અને જ્યારે બન્ને પ્રેમીઓ પોતાના દિલનો ભાર ઓછો કરી ચૂકયાં ત્યારે તે ઓરડીમાંથી બહાર આવ્યાં અને ધીમે ધીમે તે મકાનમાંથી નીકળી ઘોડાઓ ઉપર સવાર થઇ સર્વની સાથે બબરચિંગને મળવાને માટે ચાલ્યાં.

## પ્રકરણ ૧૫ મું.

### શાહની સામે.

સૌંદર્યોપાદક સૂર્યદેવ કુંવારી કન્યાઓના આવ્યાના સમાચાર જાણી અફગાનીસ્તાનની રાજધાની કાબુલના મસ્તક ઉપર પ્રકાશવા લાગ્યા. શહેરમાં સર્વ મકાનો, ન્હાની-મોટી ગલીઓ, વૃક્ષ-વેલીઓ-સર્વ કાંઇ ઝગઝગી રહ્યાં છે. નંગરમાં

ચારે તરફ નવીન શોભા કરવામાં આવી છે. શાહી સેનાના હજારો સૈનિકો અરબી ઘોડાઓ ઉપર સવાર થઇ સજ્જ થઇ ગયા છે. હથિયારબંધ સેંકડો સિપાઇઓ શહેરમાં ફરવા મંડી ગયા છે. દુકાનો તમામ બંધ કરવામાં આવી છે. જાહેર રસ્તાઓ ઉપર સખ્ત પહેરો મૂકવામાં આવ્યો છે. લોકો પેશાવરની કન્યાઓ–સુન્દરીઓને જોવા સારૂ પોતાના મકાનોની અગાસીઓ ઉપર ચડી બેઠા છે. બરાબર બાર વાગે કન્યાઓનું સરઘસ શહેરની વચ્ચે થઇને નીકળવા ચાલ્યું. તરતજ રસ્તાની બન્ને બાજુ ઉભેલા સિપાઇઓના હાથમાંથી હજારો બંદુકોના અવાજ થયા અને તેના ધૂમ્રના ગોટથી આકાશ છવાઇ ગયું. સેનાની સલામી થઇ રહ્યા પછી કન્યાઓ ડોળીઓમાંથી ઉતરી ગઇ અને ત્રણ ત્રણની એક ટુકડીમાં વહેંચાઇ ગઈ, આ પ્રમાણે કન્યાઓની આઠ ટુકડીઓ થઇ ગઈ. સર્વનાં શરીર બુરખાઓથી અને ચહેરાઓ નકાબથી ઢંકાએલા હતા. આવા માનથી શહેર વચ્ચે ચાલીને તે સરઘસ શાહી મહેલના દરવાજા ઉપર જઇ પહોંચ્યું. માર્ગમાં ચારે તરફથી પુષ્પના હાર તેમના તરફ ફેંકવામાં આવ્યા હતા; પરંતુ દરવાજા પાસે આવતાં તો તેમના ઉપર ફૂલની વૃષ્ટિ થવા લાગી. સર્વ કન્યાઓએ મોટી ધીરતાથી રક્ષિકાની પાછળ પાછળ દ્વારની અંદર પ્રવેશ કર્યો. ત્યાં ઉભા રહેલા મુસલમાનોએ ‘ મુબારક ! મુબારક !’ ના ધ્વનિ કર્યાં. એકદમ ભિન્ન ભિન્ન જાતનાં વાજીંત્રો વાગવા લાગ્યાં. શાહી ફરમાન પ્રમાણે

કન્યાઓને ત્યાં સ્નાન કરવું પડયું. પછી હિન્દુસ્તાની કપડાં ઉતરાવી તેમને મુસલમાની કપડાં પહેરાવવામાં આવ્યાં અને બળાત્કારથી તેમના રડવા કે કૂટવા ઉપર ધ્યાન ન આપતાં કલમા પઢાવવામાં આવ્યા. આ પ્રમાણે આજ તેમના પવિત્ર જીવનને અત્યાચારથી નષ્ટ કરી દેવામાં આવ્યું !!!

જ્યારે સર્વ કન્યાઓને મુસલમાન બનાવી દેવામાં આવી, ત્યારે શાહ અબ્દુલરહેમાનની સામે મુજરાને માટે હાજર કરવા લઈ ગયા. દરબારનાં સઘળાં દીવાનખાનાંઓની દીવાલો ઉપર સુંદર ચિત્રો કાઢવામાં આવ્યાં હતાં. નીચે કાળી મખમલની ફર્શ હતી અને દરબારના મધ્ય ભાગમાં સોનાના સિંહાસન ઉપર શાહ અબ્દુલરહેમાન બેઠો હતો. તેના ચહેરા ઉપરથી ધીરતા અને ગંભીરતા ટપકી રહ્યાં હતાં. જો કે એ વખતે તેની અવસ્થા પીસ્તાલીશ વર્ષથી ઓછી નહોતી; પરંતુ તેવા ચહેરા ઉપર એવા શૂરાતનની ઝલક હતી કે જે હિન્દુ દ્વેષી અને આર્યદ્રોહી લોકોમાં દેખવામાં આવે છે. દરેક વર્ષે પેશાવરથી બળાત્કારે કુંવારી કન્યાઓને તે મંગાવતો અને જે દિવસ તેઓ શહેરમાં આવતી તે દિવસ ત્યાં બહુ આનંદનો ગણાતો.

આ દુર્પ્રથા બહુ દિવસોથી ચાલી રહી હતી; તેથી જેટલી કન્યાઓ આવતી તેટલી બધીને બેગમો બનાવવામાં આવતી ન્હોતી. શાહ તેમાંથી ચાર પાંચ પોતાને માટે પસંદ કરી લેતો અને બાકીની અમીર-ઉમરાવોમાં વહેંચી

દેતો. દર વર્ષના નિયમ પ્રમાણે આજે પણ જ્યારે સઘળી કન્યાઓ મુસલમાની પોશાકમાં શાહની સામે આવી ત્યારે સર્વેએ નીચે ઝુકીને તેને સલામ કરી અને પછી એક તરફ તે ઉભી રહી. શાહ તે પ્રત્યેકના સૌંદર્યને ધારી ધારીને જોવા લાગ્યો. જો કે પ્રત્યેક વર્ષે આ પ્રકારે બિચારા હિન્દુઓ ઉપર અત્યાચાર થતો હતો અને તેમનાં રક્ત--માંસ આ પ્રમાણે કાબુલના દરબારમાં ઉપસ્થિત કરવામાં આવતાં હતાં; પરંતુ જેવી સુન્દર કન્યાઓ આ વર્ષે આવી હતી, તેવી પહેલાં કદી પણ આવી નહોતી. તેઓને જોઇને તેના મોઢામાંથી શબ્દો નીકળી ગયા કે-'શું આ ઈન્સાન છે? નાં, ના, બિહિશ્તી, બસ બિહિશ્તી છે!' શાહની એટલી તારિફ સાંભળીને કન્યાઓની રક્ષિકા હર્ષથી ફૂલાઇ ગઈ! અને આગળ આવીને હાથ જોડી કહેવા લાગી:–' હજૂર! જો માફી આપો તો એક અર્જ ગુજારૂં!'

" આ વખતે હું તારા ઉપર બહુ પ્રસન્ન છું. તાખતા પણ માફ છે. જલદી બ્યાન કર.'

રક્ષિકા કહેવા લાગી–' હજુર! પેશાવરના શાહે પચ્ચીસ કન્યાઓ મને સોંપી હતી; પણ જ્યારે અમે ગિરદીખશના આગળ ચાલ્યાં, ત્યારે લુંટારાઓની ટોળીએ અચાનક છાપો માર્યો અને કુન્દન નામક એક કન્યાને તેઓ ઉપાડી ગયા.'

શાહ એ સાંભળી ગુસ્સે થઈ કહેવા લાગ્યો–' આ કામ નીચ બાકરઅલ્લી સિવાય બીજાનું નહિ હોય! ચાલો, નજુ-

મીને બોલાવો ! '

શાહી હુકમ સાંભળી ગુલામો દોડયા અને સત્વર નજુમીને લાવી હાજર કરી દીધો. નજુમી બહુ ઉસ્તાદ હતો. ધૂર્તવિદ્યાથી તે શાહને પ્રસન્ન રાખતો અને પુષ્કળ પૈસા પેદા કરતો; પરંતુ આજનો મામલો સાંભળી તેના હોંશ ઉડી ગયા અને તે મૌન ધરી ગયો.

શાહે તેને ઉદાસ જોઇ કહ્યું–' મારા કાબીલ નજુમી ! આજ સુધીનું શાહી નમક ખાતો આવ્યો છે; અત્યારે તારો શાહ એવી ચિંતામાં ગિરફતાર છે કે તેને સખ્ત પરેશાની છે. કહે, હવે શું કરવું જોઇએ ? '

નજુમી ઘણીવાર સુધી વિચાર કરીને બોલ્યો–' હજૂર ! આ મામલો એવો છે કે જયાં સુધી હું રાત્રે તેનો સંપૂર્ણ વિચાર નહિ કરૂં ત્યાં સુધી બરાબર જવાબ દઇશ નહિ. '

' ઠીક, કાંઈ ફીકર નહિ; રાત્રે વિચાર કરીને મને સવારે ખબર આપજે. જા, હું તને અત્યારે જવાની રજા આપું છું. "

જે વખતે નજુમી શાહની સામે ઉભો હતો, તે વખતે સુંદર તેને બહુ બારીકીથી જોઈ રહી હતી, આથી નજુમીને વહેમ આવ્યો કે અવશ્ય આ સ્ત્રી કાંઈક ભેદ જાણે છે, માટે તે મને સહાયતા આપી શકશે. પછી જ્યારે તે ત્યાંથી ચાલવા લાગ્યો ત્યારે સુંદરની પાસે થઇને નીકળ્યો અને તેને કહેતો ગયો કે–' આજ રાત્રે મહેલના બગીચામાં મળ

જે. ’ તે પછી સર્વ કન્યાઓને મહેલમાં પહોંચાડવામાં આવી અને શાહ પોતાના ઓરડામાં જઇ વિશ્રાંતિ લેવા લાગ્યો.

નજૂમીએ ચાલતી વખતે મુંદરને ચેતવણી આપી હતી, તેથી તેણે જાણ્યું કે આ નજૂમીનું અહીં ઘણું માન છે. જો તે ધારશે તો મને જલદી છોડાવી શકશે. એવો વિચાર કરી તે લગભગ મધ્યરાતને સુમારે પોતાના મહેલના પાછલા બારણેથી બગીચામાં આવી. નજામી એક વૃદ્ધાના વેશમાં પહેલેથીજ ત્યાં આવ્યો હતો. બન્નેનો મેળાપ થયો. મુંદરે કેટલીક હકીકત કહ્યા પછી કહ્યું–‘ શાહને બરાબર જવાબ દઇ શકાય એવો હું એક વિચાર બતાવું પણ જો આપ મને છોડાવો તો ! ’

‘ જરૂર, જરૂર, કાલે સાંજ પહેલાં હું તને છોડાવીશ. મને જલ્દી કહે, શું હકીકત છે ? ’

‘ સાંભળો ભુતખાકમાં કુન્દનની જગ્યાએ એક બીજી સ્ત્રી આપી અને તેને નસાડી મૂકી. કુન્દન રાત–દિવસ મને મળતી; તેથી મેં તે નવી સ્ત્રીને ઓળખી લીધી. પછી વાતનો પ્રસંગ નીકળતાં તેને કહ્યું કે–જો આ વાત રક્ષિકા જાણી જશે તો મારા શું હાલ થશે ! ’ મારા એ પ્રશ્નનો તેણે કાંઇ જવાબ આપ્યો નહિ; પણ ઘણીવારે તેણે એમ કહ્યું કે–‘ મારી પાસે એક જાદુઇ વીંટી છે, તે હું અબ્દુલરહેમાનશાહને દેખાડીશ, એટલે તે મને છોડી મૂકશે. ’ પછી તો માર્ગમાં ધાડ આવી અને તેને કોઇક લઇ ગયું; બસ આટલી મને માહિતી છે !

' થયું; કામ થઇ ગયું. બાદશાહ મારા માટે ખજાનો ખોલી દેશે, અને કાલ હું તને પણ છોડાવી શકીશ. '

જ્યાં આ બન્ને વચ્ચે આટલી વાતચીત થઈ હતી ત્યાં તો દક્ષિણ તરફથી બે માણસોનો આવવાનો અવાજ સંભળાયો. વાત કરનારાં બેય જણાં ગભરાઇ ગયાં. આગન્તુકો છેક પાસે આવી પહોંચ્યા. તેમાં એક તો કાબુલનો શાહ પોતે હતો અને બીજી મહેલની રક્ષિકા આયેશા હતી.

આયેશાએ નજૂમીનો હાથ પકડી કહ્યું–' બુઢ્ઢી ! તું કોણ છે ? જલ્દી કહે ? જો અહીંના શાહ પોતે તારી સામે ઉભા છે ! '

નજૂમી જે બુઢ્ઢીના વેશમાં હતો તે કાંઇ બોલ્યો નહિ; એટલામાં શાહે તરવાર ઉંચકી તેની ગરદન ઉપર ધરી. મોતને પ્રત્યક્ષ સામે આવેલું જોતાંજ નજૂમીના મુખમાંથી એક કારમી ચીસ નીકળી ગઇ.

શાહે તેને ઓળખી લઇ કહ્યું–' કોણ? મિયાં નજૂમી ? કેમ દુષ્ટ ! તારી એટલી બધી ચતુરાઇ કે શાહી મહેલમાં આવે કવખતે આવી નવીન કુંવારી કન્યાઓને નાસી જવાનો રસ્તો બતાવે ? '

એકાએક સુંદર બોલી ઉઠી–' અય્ હજૂર ! એને ન મારશો. પહેલાં મારી એક અર્જ સાંભળી લ્યો. '

બાદશાહે તેના તરફ દૃષ્ટિ ફેરવી એટલે સુંદરે જાદુઇ વીંટીની સઘળી હકીકત કહી સંભળાવી. શાહે એ સાંભળતાંજ

આશ્ચર્યથી પૂછ્યું–' શું ખરેખર હીરાની વીંટી એ આની પાસે હતી ? ભલા, તેના ઉપર શું લખ્યું હતું ? '

સુંદરે કહ્યું–" ફારસી ભાષામાં તેના ઉપર ' શાહ અબ્દુલરહમાન ' લખ્યું હતું. "

'. બસ, બસ, એજ તે વીંટી છે. સુંદર ! તારો આ ગુન્હો એટલો ભારી છે કે તને અત્યારેજ કત્લ કરવી જોઇએ; પરંતુ આ સારા સમાચારના બદલામાં હું તારા માટે એક શર્ત કરૂં છું. ' તમામ સ્થળમાં કાલે હું ખબર આપીશ કે કાબુલમાં એક મહિના પછી અખાડો જામશે તેમાં જો મારા સૈનિકો હારી જશે તો તેને છોડી મકવામાં આવશે; નહિ તો તને ફાંસીએ લટકાવવામાં આવશે ! નજૂમી સાહેબ ! તમારા માટે પણ એજ ઠરાવ છે કે જો સુંદર છૂટશે તો તમે પણ છૂટશો ને તેને સજા મળશે તો તમારી પણ એજ દશા થશે ! આજથી તમારે બન્નેને કેદમાં રહેવું પડશે. '

આટલું કહી શાહે એક તાળી બજાવી. તરતજ કેટલાક ખોજાઓ હાથમાં નાગી તરવારો લઇ હાજર થયા. શાહે બન્ને કેદીઓને તેમના હાથમાં સોંપી મહેલનો માર્ગ લીધો.

---

## પ્રકરણ–૧૬ મું.

---

### રૌરવ નર્ક આજ છે !

ઇશ્વરે સંસારમાં સર્વ પદાર્થોનાં દ્વંદ્વ રચ્યાં છે. જ્યાં

સુખ છે ત્યાં દુઃખ પણ–પ્રકટ કે પરોક્ષ–જરૂર રહે છે. તેથી આપણે કુંવારી કન્યાઓના રૂપ જોઈ હૃદયને હર્ષિત કર્યાં તો ચાલો હવે નકુમુલ્લાના અત્યાચારોનું પણ અવલોકન કરીએ. ખાસ કરીને તે અન્ય મતાવલંબીઓની સાથે એવો વ્યવહાર ચલાવે છે. આ જુઓ, દુષ્ટ નકુમુલ્લાં ચાર જલ્લાદોની સાથે બિચારા સઈદના માથા ઉપર ચડી બેઠો છે. દીવાનો ધીમો પ્રકાશ તે અંધારી કોટડીના તિમિરનું થોડે અંશે નિવારણ કરી રહ્યો છે. પાસે અગ્નિ સળગે છે તેના ઉપર લોઢાની ચાદર તપી રહી છે. જ્યારે તે તપીને લાલચોળ થઈ ગઈ ત્યારે જલ્લાદોએ મુલ્લાની સૂચના ઉપરથી નિઃસહાય સઈદના હાથ બાંધી તેના શરીર ઉપર તે લપેટી દીધી. બિચારા કેદીની ચામડી સળગી ઉઠી. આખી ઓરડી ધુમાડાથી ભરાઇ ગઈ અને બળતી ત્વચાની બદબોથી સર્વેને પોતાનાં નાક બંધ કરવાં પડયાં ! આ હૃદયદ્રાવક દૃશ્ય જલ્લાદોથી પણ જોઈ શકાયું નહિ; કિન્તુ ક્રૂર નકુમુલ્લાં તે તરફ આંખો ઉઘાડીને જોઇ રહ્યો અને એક ઇન્સાનને તરફડતો જોઇ મુછમાં હસી રહ્યો. જ્યારે લાશ તદ્દન બળી રહી અને બિચારા સઇદનો પ્રાણ–પંખેરૂ બહુ યાતનાથી તેના અપવિત્ર શરીરને છોડી ઉડી ગયો ત્યારે મુલ્લાંએ પાસેની એક કોટડીનું દ્વાર ઉઘાડયું; જેમાં એક મોટા પિંજરની અંદર ભયંકર અજગર બેઠો હતો અને પોતાના શીકારની માર્ગ પ્રતિક્ષા કરી રહ્યો હતો.

નકુમુલ્લાંએ પોતાના હાથમાંનો કાગળ બતાવી કહ્યું–

' આજ પેલા કાફિરને પણ લાવો; તે મુંજી પોતાને બહુ બહાદૂર કહેવરાવે છે; પરંતુ આજ તેનો પૂર્ણ ઈલાજ કરવો જોઈએ. '

આજ્ઞા મળતાંજ જલ્લાદોએ એક કોટડી ઉઘાડી અને તેમાંથી એક ·મનુષ્યને પકડીને બહાર કાઢયો. પછી તેને અજગરના પિંજર આગળ લઇ ગયા. પિંજરની લોઢાની જાળી ખેંચી લીધી કે તરત અજગરે ફુંફાડો માર્યો. બિચારો કેદી પોતાને મૃત્યુના મોઢામાં જોઇ કંપી ઉઠયો. અને તરત ઘુટણીએ પડી ઇશ્વરનું સ્તવન કરવા લાગ્યો.

ઘણીવાર થઇ પણ જ્યારે અજગર પોતાની જગ્યાએ ખસ્યો નહિ. ત્યારે એક જલ્લાદે કહ્યું–' ગરીબ પરવર ! રહમ કરો ! તેને જીવિત–દાન આપો. આટલી સજા એને માટે બસ છે. '

નકુસુલ્લાં મુછોને મરોડતો કહેવા લાગ્યો–' બદજાતે મારૂં કહ્યું માન્યું નહિ. ઉલટું અમારા પયગમ્બરોનું અપમાન કર્યું. હું તેને કદી પણ છોડીશ નહિ ! અલ્યા કેદી ! કેમ હવે મંજુર છે કે નહિ ? કયાં ગયા અત્યારે તારા દેવી–દેવતા ? '

' જયાં છે ત્યાં જ છે. હું કાંઈ તારા ભયથી ડરી જઈને મારા ધર્મને છોડવાનો નથી. તું પાક ઇસ્લામ ધર્મના નામને કલંક લગાડે છે ! તારા જેવા નારકીની પરમાત્મા ખબર લેશે ! આ શબ્દો હજુ તો પૂરા થયા નહોતા એટલામાં નકુસુલ્લાંએ અજગરને ચીડવ્યો. અને તે મોહકમ કેદીને

ડસ્યો. તરતજ તેના મોઢામાંથી એક ભયંકર ચીસ નીકળી પડી. અજગર બીજીવાર ડસ્યો એટલે તો તે વિશેષ કષ્ટનો અનુભવ કરી મૃત્યુ પામ્યો. નકુમુલ્લાની દુષ્ટ દૃષ્ટિ તેના મૃત્યુને જોઈ આનંદિત થઈ રહી હતી; એટલામાં એક ચોપદારે સામે આવી સલામ કરી કહ્યું–' હજૂર ! એક કાસદ આવ્યો છે. ચાલો, જલ્દી ચાલો બહુ જરૂરના તેમજ માઠા સમાચાર લાવ્યો છે. '

નકુમુલ્લાં એ સાંભળતાંજ ત્યાંથી ઉઠયો અને પોતાના ખાસ ઓરડામાં જઈ પહોંચ્યો. પહોંચતાંજ સમાચાર–વાહકને પૂછયું–' શા અગત્યના સમાચાર છે ? '

દૂતે કહ્યું–' ખુદાવિંદ ! બબરચિંગ પાંચ હજાર કાફિરોને સાથે લઈ ચાલ્યો આવે છે અને જલ્દી રાજધાનીમાં પહોંચી જવા ઇચ્છે છે ! '

આ માઠા સમાચાર સાંભળતાંજ નકુમુલ્લા વિહ્‌વળ થઈ ગયો. તેણે દૂતને ઇનામ આપી વિદાય કર્યો. પછી પોતાના સરદારોને એકઠા કરી કહ્યું–' મારા બહાદૂર સરદારો ! તમને માલમ પડયું હશે કે કાફિર લોકો આ વખતે આપણા જાન માલના દુશ્મન થઈ રહ્યા છે. તેમનો મુખ્ય સરદાર કનકસિંહને છોડાવવા માટેજ આપણા શહેર ઉપર ચાલ્યો આવે છે. અનુમાન થાય છે કે કનકલતા નાસીને બબરચિંગની પાસે ગઇ છે. અને તેની શીખવણીથીજ આ ઘટના ઘડાઈ છે; માટે મેં વિચાર કર્યો છે કે કનકસિંહને હવે ફાંસી આપવી નહિ;

કેમકે જો કમભાગ્યે આપણી ફતેહ ન થઇ તો તેને સોંપીને આપણે સુલેહ કરી લેશું. કેમ, આ વિચાર ઠીક છે કે નહિ ?'

તેની હામાં હા મિલાવનારા ખુશામતિયાઓએ કહ્યું–' બેશક ! હજૂર ! આ વિચાર બહુજ ઠીક છે !

નકુમુલ્લાએ સેનાપતિને કહ્યું–' આ દશ હજાર અશરફિયો લ્યો અને એકદમ લશ્કરને તૈયાર કરો. '

' બહુ સારૂં ' કહી અશરફિયો લઇ સેનાપતિ પોતાને ઘેર ગયો. અને સેનાની તૈયારી કરવા લાગ્યો. આખા શહેરમાં એ વાત ફેલાઈ ગઇ. ગરીબ અને શ્રીમંત સર્વ પોતાની કિંમતી ચીજો સંતાડવા લાગ્યા. જેઓના ઉપર નકુમુલ્લાએ તેમજ તેના અનુયાયિઓએ અત્યાચાર કર્યો હતો, અને જેઓ તેમના અન્યાયોથી પિડિત થયા હતા તેઓ તો આ વર્તમાન સાંભળી બહુ ખુશી થયા અને બબરચિંગના ઝુંડા નીચે જવાને માટે તૈયાર થઇ ગયા !

શહેરની એવી દશા જોઇ નકુમુલ્લાં બહુજ ગભરાયો. તેણે કોટવાલને બોલાવીને કહ્યું–' સાંભળવામાં આવ્યું કે કાફિરો પોતાના કેટલાક મુસલમાન દોસ્તોને પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન કરી રહ્યા છે; માટે તેવા કાફિરોને પકડીને સખ્ત સજા કરવી કે જેથી એવું કામ કરવાની તેઓ હિમ્મત કરી શકે નહિ !'

' હજૂર ! આ વખતે કાફિરોની સાથે સખ્તાઇ કરવી ઠીક નથી. શહેરમાં તેથી વધારે ખળભળાટ મચી જશે,

અત્યારે તો તેમની સાથે એવું વર્ત્તન ચલાવવું જોઇએ કે જેથી આપણે કરવા ધારેલી વ્યવસ્થામાં હરકત આવે નહિ !'

'ઠીક, ત્યારે તમને જેમ યોગ્ય લાગે તેમ કરો.' એમ કહી મુલ્લાં પોતાની સેના લઈ બહાર નીકળ્યો. શહેરના બીજા તમામ દરવાજાઓ બંધ કરાવવામાં આવ્યા હતા. એક તરફ રણવાદ્યો વાગવા લાગ્યાં. તેના શબ્દથી આકાશ શબ્દાયમાન થઇ ગયું. તીર, તરવાર અને બરછીના ચમકારાઓથી વીરોનાં હૃદયમાં એક પ્રકારનો અગ્નિ પ્રજ્વલિત થવા લાગ્યો. કાયરોની એ વખતે જે દશા થઇ રહી હતી તેનું વર્ણન તો કરી શકાય તેમ નથી. બન્ને લશ્કરો સામસામાં આવી ગયાં. લુંટારાઓએ 'બુદ્ધદેવ' ના નામનો વિકટ શબ્દ કરી મ્લેચ્છો ઉપર ભયંકર આક્રમણ કરી દીધું. સેંકડો તીરો, તરવારો અને બરછીઓ ઉછળી ઉછળીને પડવા લાગ્યાં. બન્ને તરફના ભીષણ યુદ્ધનું એ પરિણામ થયું કે માત્ર અર્ધા કલાકની લડાઇમાંજ ચારે તરફથી જમીન લાલ થઇ ગઇ અને લોહીની નદી વહેવા લાગી. સેંકડો લાશો પગ તળે કચડાવા લાગી અને સેંકડો મસ્તકો જ્યાં ત્યાં ઠોકરો ખાતાં રખડવા લાગ્યાં ! આ ઝપાઝપીમાં એક તીર નકુમુલ્લાંને વાગ્યું અને તેની હિમ્મત છૂટી ગઈ. તે મેદાન ત્યાગીને નાઠો. જ્યારે મુખ્ય સરદાર રણાંગણ તજે ત્યારે સૈનિકો કેમ રહી શકે ? તેઓ પણ જીવ બચાવીને નાસવા લાગ્યા. અને બખરચિંગે શહેર ઘેરી લીધું.

મેદાનમાંથી નાસી નકુસુલ્લાં સીધો પોતાના એક ખાનગી સ્થાનમાં પહોંચ્યો અને પોતાના મંત્રિયોને એકત્ર કરી ન્હાના પ્રકારના મનસુબા ગોઠવવા લાગ્યો. હજુ તો તે મંત્રણ સભા સમાપ્ત પણ નહોતી થઇ એટલામાં હાથમાં એક સફેદ ઝુંડો લઇ બબરચિંગનો સિપાઇ ત્યાં પહોંચી ગયો. અને તેણે નકુસુલ્લાની સામે એક લિફાફો ધર્યો. મુલ્લાંજી ક્રોધે ભરાએલા હતા. તેણે ઝટ તે કવર લઈ ફાડીને વાંચવા માંડયું:–"તમારે જાણવું જોઇએ કે આર્યોનો શુભચિંતક અને દુષ્ટો તથા અત્યાચારીઓનો શત્રુ બબરચિંગ ચડી આવ્યો છે, તેમાં બે કારણ છે. એક એ છે કે અત્યાચારીઓને મારી તેમની નીચ આદત છોડાવવી અને બીજું આર્યોનો કંટક પૂર્ણ માર્ગ સાફ કરી દેવો. જો લડાઈ જલ્દી બંધ કરી દઈ બિચારા નિરપરાધિયોનાં ખૂન થતાં અટકાવવાં હોય તો તરત આર્ય કેદીઓને અમારી પાસે મોકલી આપો અને આગળને માટે દુષ્ટતા તથા અત્યાચાર નહિ કરવાના શપથ લ્યો. વળી........"

નકુસુલ્લાં અહીં સુધી વાંચતો વાંચતો ક્રોધથી લાલ થઇ ગયો. તેણે તે પત્રના ટુકડે ટુકડા કરી ફેંકી દીધા. ફરી તે પત્ર વાહકને સંબોધીને બોલ્યો–'બબરચિંગ અમારી હકુમતને તદ્દન નાબુદ કરવા ધારે છે–અરે, રાજ્ય ગાદી લેવા ઇચ્છે છે. બહુ સારૂં. એની જો એવી ઇચ્છા છે તો અમે પણ તે આપવા માટે તૈયાર છીએ. પરંતુ તે તારા માથા ઉપર

રાખીને મોકલી આપીશું. કાફિર ! જો તું બીજા કોઇનો પેગામ લઈને આવ્યો હોત તો તને માન મળી શકત, પણ તું બહારવટીઆ–લુંટારાનો અનુચર છે, માટે તું પણ લુંટારો છે, અને લુંટારાની સજા મોત છે ! સિપાઇઓ ! આ બદમાશને પકડી કેદ કરો.'

હુકમ મળતાંજ સિપાઇઓએ તેને પકડી લીધો. અને નકુમુલ્લાંની પાછળ પાછળ તેને કેદખાનામાં લઈ ગયા, ત્યાં લઈ જઇને બિચારા નિઃસહાય પત્રવાહકને એક થાંભલા સાથે બાંધી દીધો, અને લોઢાની એક ટોપી અગ્નિમાં મૂકી એટલી ગરમ કરી કે તે લાલ થઇ ગઈ ત્યારે બહાર કાઢી તે કેદીના માથા ઉપર મૂકી દીધી. તરત તે એક ભયંકર ચીસ પાડી ઉઠયો કે જેના અવાજથી આખો ઓરડો પ્રતિધ્વનિત થઇ ગયો. લોઢાની ટોપીએ તેની ખોપરીને બાળીને ખાક કરી દીધી ! જ્યારે તે તરફડીને મરી ગયો, ત્યારે લાશ એક ઘોડા ઉપર ચઢાવી શહેરમાં એવો ઢંઢેરો પિટાવી ફેરવી કે 'બબરચિંગની પાસે તાજ–રાજ્ય મોકલાવાય છે !' પછી તે ઘોડાને શહેર બહાર કાઢી બે ચાબુક લગાવ્યા, એટલે તે સીધો બબરચિંગની શિબિરમાં જઈ પહોંચ્યો. એને જોતાંજ સૈનિકોનું લોહી ઉછળી આવ્યું અને સર્વ ક્રોધથી લાલચોળ થઈ શહેર ઉપર ગોળીઓની વૃષ્ટિ કરવા લાગ્યા.

સંધ્યા થઈ ગઇ હતી. સૂર્યનારાયણ પણ અસ્તાચળમાં

પ્રવેશ કરી ચૂકયા હતા; જેથી બબરચિંગે સૈનિકોને વિશ્રામ કરવાની આજ્ઞા આપી. બીજે દિવસ પ્રાતઃકાળ થતાંજ બબરચિંગની સેનાએ ભીષણ આક્રમણ કર્યું; પરંતુ તે દિવસની લડાઈનું કાંઇ પરિણામ આવ્યું નહિ; તેથી ત્રીજે દિવસ તેણે પોતાની સેનાને ત્રણ ભાગમાં વહેંચી નાખી. શહેરના મુખ્ય દરવાજા ઉપર મોહનનારાયણશાહના આધિપત્યમાં સેનાનો એક ભાગ વિજય પ્રાપ્તિને માટે આગળ વધ્યો. તેની સહાયતા તથા સમયાનુસાર ઘોર યુદ્ધ મચાંવવા તેમજ ભયાનક આક્રમણ કરવા પોતાના થોડા સૈનિકો સાથે બબરચિંગ તેની પડખે રહ્યો. બાકી વધેલું લશ્કર લઈ કનકલતા પોતે પાર્શ્વભાગમાં જઇ યુદ્ધ કરવા લાગી.

આ પ્રમાણે બબરચિંગે ત્રણ તરફથી યુદ્ધનો આરંભ કરી દીધો. રણવાદ્યો બહાદુરોને મરવા–મારવામાં ઉત્સાહિત કરવા લાગ્યાં. બબરચિંગે આજ પહેલાજ આક્રમણમાં શહેરના ત્રણ દરવાજા તોડી પાડયા. બુદ્ધધર્મી સેના ઉત્સાહથી અંદર ઘુસી. અફગાનીઓએ પણ સાહસ કરી તરવારના બળથી તેમને રોકવા માંડયા; પરંતુ આગની ચિનગારીને શું ઘાસની દિવાલ રોકી શકે છે ? અફગાનીઓની સાહસિકતા જોઈ બુદ્ધધર્મી સેના એવી રીતે ભભકી ઉઠી કે જેવી રીતે હવા–પવનના જોરથી ઘાસની દિવાલ સળગી ઉઠે છે! ચારે તરફ લડાઇની આગ ભયાનક રૂપથી લાગી ગઇ અને ધીમે ધીમે મુસલમાન સેના તેમાં ભસ્મ થવા લાગી ! !

કેટલાક મુસલમાનો તો એ બળતી આગમાં બળી ગયા; પણ કેટલાક એ આંધીની પેઠે ચાલી રહેલી તરવારોનો માર ન સહી શકવાથી નાસવા લાગ્યા! અફગાનીઓની એ કાયરતા જોઇ બૌદ્ધ-સેના તેની પાછળ પડી. પહેલાં તો નકુમુલ્લા પોતાના મહેલમાં જઈ છૂપાયો પણ જ્યારે તે શત્રુ-સેનાથી ઘેરાઇ ગયો ત્યારે પોતાના મોઢા ઉપર નકાબ નાંખી મહેલની પાછળના બારણેથી નાઠો. અને જ્યારે તે એક ગલ્લીમાંથી લપાતો-છૂપાતો ચાલ્યો જતો હતો ત્યારે એક ટોળી તેને મળી ગઇ! તરતજ તેમાંના એક સિપાઇએ તેને પૂછ્યું-' તું કોણ છે? તારૂં નામ કહે!'

બીજા સિપાઇએ કહ્યું-' પોશાક તો મુસલમાન જેવો છે. તેને પકડી લ્યો અને બબરચિંગની જીત કબુલ કરાવી છોડી મૂકો.'

એક જણે દોડીને તેના મોઢા ઉપરનો નકાબ દૂર કર્યો. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તરત તે બોલી ઉઠયો-' અરે! આ તો નકુમુલ્લા છે!'

' પકડી લ્યો તેને. દુષ્ટ મોઢું સંતાડી નાસી જાય છે!' એમ કહી સઘળાએ એકત્ર થઇ તેને ઘેરી લીધો. નકુમુલ્લાની શેષ રહેલી હિમ્મત પણ તૂટી ગઇ. તેણે સવને હાથ જોડી કહ્યું-' કૃપા કરી મને છોડી મૂકો. મારી ઉપર દયા ન હોય તો બુદ્ધ ભગવાનના નામ ઉપર મને છોડી દ્યો.'

' નહિ, નહિ, અમે તને કદી પણ નહિ છોડી શકીએ.

ચાલો ભાઈ ! આને બબરચિંગની પાસે લઇ ચાલો ' એમ કહી સર્વ તેને પોતાના સરદાર પાસે લઇ ચાલ્યા. રસ્તામાં તેઓ વિજયના ઉન્માદમાં મુલ્લા ઉપર ગાળોનો વરસાદ વરસાવતા હતા. સામાન્ય બુદ્ધિના માણુસોનો એ તો એક સાધારણુ નિયમ છે કે આનંદમા આવેશમાં તેમને વિવેકદૃષ્ટિ રહેતી નથી. કોઇએ તેના ઉપર વાક્ પ્રહાર કરવા માંડયો, કોઇએ તેને ધક્કા-મૂક્કી કરી, કોઇ તેના ઉપર થુંકવા લાગ્યા. મતલબકે મુલ્લાંની સર્વેએ એટલી દુર્ગતિ કરી કે તેને તેથી ઘણુંજ લાગી આવ્યું. માર્ગમાં આવો પ્રકાર ચાલે છે, એટલામાં કનકલતા ત્યાં આવી ચડી. સર્વેએ તેને જોતાંજ નકુમુલ્લાંને તેની સમક્ષ ઉપસ્થિત કરી દીધો. મુલ્લાં કનકલતાને જોઇ હાથ જોડી કહેવા લાગ્યો–' વીરાંગના ! મારી કસુર માફ કર, ખુદાના નામ ઉપર, તારા ઈશ્વરના નામ ઉપર, અરે, તારા પ્યારા કનકસિંહના નામ ઉપર મને છોડી મૂક. '

' દુષ્ટ મુલ્લા ! તારી એવી કસુર નથી કે હું તને છોડી મૂકું, પણુ તેં કનકસિંહના નામ ઉપર છૂટકારો ઇચ્છયો છે, તો હું બબરચિંગને તે બાબત ભલામણુ કરીશ. પણુ કહેતો ખરો કે શું કનકસિંહ જીવે છે ? '

' હા, સહીસલામત છે. ચાલો હું તમને તેનો મેળાપ કરાવું. '

આ આનંદદાયક સમાચાર સાંભળી કનકલતા તેની પાછળ ચાલી. પોતાના મહેલમાં પહોંચી મુલ્લાં તેને જેલખાનામાં

લઇ ગયો અને એક ઓરડીનું તાળું ઉઘાડી દૂર રહ્યો. કનકલતાએ તેમાં જઇ જોયું તો કનકસિંહ એક ખૂણામાં ચટાઇ ઉપર બેસી રડી રહ્યો છે. તેની આંખોમાંથી આંસુઓની ધારાઓ ચાલી રહી છે ! ચહેરો માંદગીના જેવો પીળો પડી ગયો છે અને મૃત્યુ માથા ઉપર ઉભું રહી તેની દીનદશા ઉપર શોક પ્રકટ કરી રહ્યું છે. કનકલતા અંદર જતાં તેના પગ આગળ બેસી ગઇ. બન્ને ડુસકાં ભરી રોવા લાગ્યાં. કનકસિંહ બહુ ગંભીર વિચારમાં પડી ગયો. સૈનિકના વેશમાં કનકલતા અહીં કેવી રીતે આવી હશે તે બાબત તેના મનમાં વિતર્ક પરંપરા ચાલી રહી. કનકલતાએ તેની એવી સ્થિતિ જોઈ સઘળી ઘટનાનો ઉલ્લેખ કર્યો. પછી બન્ને બહાર નીકળ્યાં અને સભાસ્થાનમાં આવી જુએ છે તો લોકો ત્યાં એકઠા થઈ ગયા છે. બબરચિંગ તથા તેના માણસો વચ્ચે ઉભા રહીં બીજા લોકોની સાથે વાતચીત કરી રહ્યા છે. નકુસુહ્યાં તેમની પાસેથી નીકળ્યો કે તરત બબરચિંગે કહ્યું– ‘ સુહ્યાં સાહેબ ! ક્યાં જાઓ છો ? આપને માટેજ આ લોકોને તકલીફ આપી છે. ઉચિત તો એ હતું કે તમારો ન્યાય લશ્કરી રાહથી કરવો હતો; પરંતુ અમે એવા અમાનુષિક વર્તનવાળા નથી. તેથી તમારા શહેરના બે માણસોને તમારા ન્યાયનો અધિકાર સોંપી દીધો છે. અમે તેમાં કશું પણ બોલવાના નથી તેઓની ધ્યાનમાં જેમ આવશે તેમજ તમારી સાથે વર્તન ચલાવવામાં આવશે. ’

તે પછી સર્વના આગ્રહથી જે સ્થાન ઉપર બેસી મુલ્લાં ન્યાયના ગળા ઉપર છૂરી ફેરવતો હતો તે સ્થાન ઉપર બખરચિંગને બેસાડયો અને તેની સાથે ચૂટી કાઢેલા બે ઈન્સાફ કરનારા નાગરિકો બેઠા. સૌથી પહેલાં જલ્લાદોની જુબાની-સાક્ષી માટે બોલાવ્યા.

જલ્લાદોએ હાજર થઇ કહ્યું-' હજૂર ! મુલ્લાં સાહેબના હુકમથી અમે ઘણાએક નિરપરાધિઓને માર્યા છે. અમે નીચ કોમના માણસો છીએ અને જલ્લાદી કરીએ છીએ, છતાં વિના વાંકે કેટલાએ માણસોને એવી એવી સજા આપવામાં આવી છે કે જેથી અમારી આંખોમાંથી પણ આંસુઓ નીકળી પડયાં છે ! હજુ થોડા દિવસનીજ વાત છે કે એક કેદીને અજગરના મુખમાં સોંપી દેવામાં આવ્યો હતો કે જેને અજગર પણ પ્રથમ તો સ્પર્શ કરવા ચાહતો નહોતો; પરંતુ મુલ્લાં સાહેબે તેને છંછેડીને તે ગરીબ કેદી ઉપર છોડી મૂકયો ! બિચારો વિષની વેદનાથી તરફડીને મુઓ ! ! '

એ સાંભળતાંજ ચારે તરફથી ' ધિક્ ધિક્ ' ના ફિટ્કાર થયા. કોઇ કહેવા લાગ્યું-' મુલ્લાંને પણ એ અજગરની સામે લઇ જવો જોઇએ. ' કોઇ કહેવા લાગ્યુ-' એ નીચ મુલ્લાંને તેથી પણ કઠોર દંડ દેવો જોઇએ. ' કોઇએ સૂચવ્યું ' દંડની એવી વ્યવસ્થા કરવી કે મુલ્લાંને સર્વથી અધિક યાતનાનો અનુભવ થાય. ' મતલબ કે જેના મનનાં જેમ આવ્યું તેણે તેમ સૂચવ્યું. થોડીવાર પછી વળી સઘળું

શાંત થતાં જલ્લાદો કહેવા લાગ્યા. 'હજૂર! અમે કેટલીક વાતો કહીએ? જેમ તે હુકમ આપતા તેમ અમે વર્તતા. હજુ કાલનીજ વાત છે. એક માણુસના માથા ઉપર લોઢાની તપાવેલી ટોપી પહેરાવી તેને મારી નાખવામાં આવ્યો. અમે જલ્લાદ છીએ કિન્તુ અમારામાં પણ એટલી નિર્દયતા નથી કે અમે આટલી શિક્ષા કરી શકીએ!'

આ સાંભળતાંજ લોકોમાં ખળભળાટ મચી ગયો. સર્વ ક્રોધમાં આવી મુલ્લાં તરફ ચાલ્યા. જો કે ત્યાં ઉભા રહેલા સિપાઇઓએ તેમને અટકાવ્યા; પરંતુ તેઓ અટકયા નહિ. લોકો આગળ વધતા વધતા નકુમુલ્લાંની છેક નજીક પહોંચી ગયા. અને તેને લાતોના પ્રહારથી મુડદાલ કરી નાખ્યો. એ દુષ્ટ ઉપર એટલો માર પડયો કે તેનો આત્મા ત્યાં ને ત્યાંજ એ અપવિત્ર શરીર છોડીને ચાલ્યો ગયો! આ પ્રમાણે એક અત્યાચારી-પાપીના ભારથી તે દિવસ પૃથ્વી છેક હલકી થઇ ગઇ!!

તે પછી બબરચિંગે આખા શહેરમાં ઢંઢેરો ફેરવ્યો કે કોઇને નાસી જવાની જરૂર નથી. હિન્દુ કે મુસલમાન સર્વના હક બરાબર છે; કોઇમાં ભેદભાવ ગણવામાં આવશે નહિ. આ દુનિયાની સઘળી મનુષ્ય જાતિ એકજ પરમ પિતાની સંતતિ છે અને તેથી તેમનો દરજ્જો સદાને માટે સરખો છે. તેમાં ધર્મના કે ચામડીના ભેદથી તફાવત ગણુવાનો નથી, નીચ અને ઉચ્ચ એ ભેદ તેમના કર્મને લીધે

થાય છે. માટે હિન્દુ, મુસલમાનને એક સરખાજ ગણવામાંજ આવશે. ”

આ પ્રમાણે સર્વત્ર ઉદ્‌ઘોષણા કરાવવા છતાં નકુમુલ્લાના દુષ્ટ સાથીઓ સીધા કાબુલ નાસી ગયા અને તેમણે ત્યાં જઇ જે ગડબડ મચાવી તેનો ઉલ્લેખ આગળના કોઇ પરિચ્છેદમાં કરવામાં આવશે. ધીરેધીરે ખૈબરમાં ચારે તરફ શાંતિ ફેલાઇ ગઇ. અને હિન્દુ–મુસલમાન–સર્વની વ્યગ્રતા જતી રહી. પછી એક દિવસ કનકસિંહે બબરચિંગની સમક્ષ ઉપસ્થિત થઇને કાબુલ જવાની ઇચ્છા પ્રદર્શિત કરી.

કનકસિંહની વાત સાંભળી બબરચિંગે કહ્યું–‘ મારે પણ કાબુલ જવાની ઇચ્છા છે; કારણ કે મુંદરને છોડાવવા માટે મારૂં મન વ્યાકુળ થઇ રહ્યું છે. હજુ દશ દિવસ બાકી છે; ચાલો, હું પણ તમારી સાથે આવીશ. ’

‘ બહુ સારી વાત છે; પણ અહીં કોણ સંભાળ રાખશે ? હજુ ભય છે. નકુમુલ્લાના મિત્રો આપણા ગયા પછી અહીં હિન્દુઓના હિતૈષીઓને નહિ જોવાથી જરૂર પોતાનો બદલો લેશે ! ’

‘ હા એ બાબત સંભવિત છે. પ્રતિપક્ષીયો કેટલી કુટિલતા ચલાવશે, તેનો શું વિશ્વાસ ? ’

આ પ્રમાણે તે બન્ને વચ્ચે ઘણી વાર વાતચીત થતી રહી. છેવટે એવો નિશ્ચય થયો કે મોહનનારાયણશાહદેવની ઉપર બધો ભાર સોંપીને જવું.

ત્રીજે દિવસ એ વિચારનો અમલ થયો. મોહનનારાયણ શાહે ઘણી આનાકાની કરી, કાબુલ સાથે આવવાની ઇચ્છા પ્રદર્શિત કરી; પરંતુ બબરચિંગના ખૂબ સમજાવ્યાથી તેણે ત્યાંનો ભાર પોતાની ઉપર સ્વીકાર્યો. કનકસિંહ વગેરે કેટલીક વ્યવસ્થા કરી કાબુલ તરફ ઉપડી ગયા.

## પ્રકરણ ૧૭ મું.

### શાહી અખાડો.

બબરચિંગ કનકસિંહ, કનકલતા, બુચિંગ, કાયમ અને મહતાબને સાથે લઈ ખૈબરથી કાબુલ તરફ રવાના થયો. રસ્તાની તેને સારી રીતે માહિતી હતી તેથી તે ઘણા આનંદ અને આરામ સહિત પોતાની મિત્ર મંડળી સાથે છઠ્ઠે દિવસ કાબુલ જઇ પહોંચ્યો. તેમને શહેરમાં પહોંચતાં રાત પડી ગઇ, તેથી શહેરના દરવાજા બંધ થઈ ગયા હતા. ઘણીવાર રકઝક થઇ ત્યારે રક્ષકે દરવાજા ઉઘાડી સર્વને અંદર લીધાં. તેઓ ત્યાંથી આગળ ચાલી જ્યારે બીજા ફાટક ઉપર પહોંચ્યાં ત્યારે ત્યાં પણ દ્વાર બંધ દીઠાં; પરંતુ ત્યાંનો રક્ષક સારો હોવાથી તેણે તરતજ બારણાં ઉઘાડી આપ્યાં. મુસાફરો આગળ વધવા લાગ્યાં; પણ જ્યાં તેઓ થોડું ચાલ્યાં ત્યાં તો એક તરફથી એક સીટી વાગ્યાનો અવાજ આવ્યો. સાથેજ બીજી તરફથી કોઇએ પહેલી સીટીના પ્રત્યુત્તરમાં બ્યુગલ ફુંક્યું. તે પછી

બબરચિંગ અને તેના સાથીઓએ જોયું કે ચારે તરફ સિપા-
ઇઓ તૈયાર થઈ રહ્યા છે. કાયમ કે જે સર્વની પાછળ
હતો, તે પોતાનો ઘોડો આગળ કરી બોલ્યો--'સરકાર!
શુકન સારા થતા નથી. મેં હમણાંજ નકુમુલ્લાના એક સાથીને
આપણી પાછળ આવતો જોયો છે.

એટલામાં બીજી વાર સીટી વાગી. સામેથી એક
બુરજ ઉપર ઉભા રહેલા બે માણસોએ ઘાંટા કહાડીને કહેવા
માંડયું-'પકડી લ્યો! બંદીવાન કરી લ્યો! જો છટકી
જાય નહિ! આ એજ બધાં છે!' હજુ તેઓનું બોલવું
પૂરૂં થયું નહોતું એટલામાં તો ચારે તરફથી સિપાઇઓએ
તેમને ઘેરી લીધાં. બબરચિંગ અને કનકસિંહના હાથ તરત
તરવારની મૂઠ ઉપર જઈ પડયા; પરંતુ કનકલતાએ શીઘ્ર-
તાથી તેમને તેમ કરવાની મના કરી અને બોલી-'ચિંતા
કરવાનું કાંઇ પ્રયોજન નથી. અલમાજદના વૃદ્ધની મુદ્રિકાથી
આ વખતે કામ લેવામાં આવશે.' એટલું કહી તેણે પોતાનો
ઘોડો આગળ કર્યો અને ઘેરી વળેલા સિપાઇઓને પૂછયું
'તમારા સરદાર સાહેબ કયાં છે?'

કોઇએ તેનો કાંઇ પણ જવાબ આપ્યો નહિ. પેલા
માણસો પકડવાની-બંદીવાન કરવાની આજ્ઞા આપ્યા કરતા
હતા; તેઓ નીચે આવ્યા. કનકસિંહ અને બબરચિંગે
તેમની પાસે જઇ પૂછયું-કહો, સાહેબ! આ સિપાઇઓ
અમને શા માટે ઘેરી રહ્યા છે?'

'તમે કાફિર અને લુંટારા છો. તમને બંદીવાન કરવાનો શાહે હુકમ આપેલો છે.

એટલામાં પોતાનો ઘોડો આગળ કરી કનકલતા તેમની પાસે પહોંચી અને અલમાજદના કિલ્લા વાળા વૃદ્ધે આપેલી વીંટી તેમને દેખાડી પૂછયું-'શું તમે આને ઓળખો છો ?'

જેવી રીતે વિદ્યુતના પ્રવાહથી ટેલિગ્રાફની સોય ત્વરાથી નાચવા લાગી જાય છે, તેવી રીતે તે અંગુઠીને જોઇ એ બન્ને અફગાની સરદારો આશ્ચર્ય ચકિત થઇ કંપવા લાગ્યા ! તેઓ તરત નીચે બેસી ગયા અને હાથ જોડી કહેવા લાગ્યા- 'અમને જે આજ્ઞા હોય તે ઉઠાવવા માટે અમે તૈયાર છીએ !'

કનકલતાએ પૂછયું-'શાહ આ વખતે કયાં છે ?'

બન્નેએ માથું નમાવી કહ્યું-'મહેલમાં.'

'ઠીક, ત્યારે મને ત્યાંજ પહોંચાડો અને શાહના ફરમાન પ્રમાણે વર્ત્તવા તૈયાર રહો.'

'બહુ સારૂં.' કહી બન્ને સલામ કરી આગળ થયા. કનકલતા ઘોડા ઉપરથી ઉતરી તેમની પાછળ ચાલવા લાગી. બીજા સિપાઇઓ તો એ આકસ્મિક પરિવર્તન જોઇને અજાયબ થઇ ગયા ! તેમના સમજવામાં એ મુદ્રિકાનો ભેદ બિલકુલ આવ્યો નહિ ! જેને બંદીવાન કરવાનો શાહનો હુકમ મળ્યો હતો તેને પકડવાને બદલે તેનીજ મોરલીએ

નાચવા મંડી જવાની તે સરદારોની રીત જોઈ ઇતર સૈનિકો ભિન્ન ભિન્ન કલ્પનાઓ કરવા લાગ્યા.

કનકલતાને લઈ પેલા બે સરદારો મહેલની તરફ આગળ વધ્યા; કિન્તુ રાત ઘણી વીતી જવાને લીધે સર્વ દરવાજાઓ બંધ થઈ ચૂકયા હતા; એથી દરેક પહેરાઓ આગળ તેમને અટકવું પડતું હતું. આખરે તેઓ એક બંધ દ્વાર આગળ પહોંચ્યાં, સરદારે ત્યાં જઇ કોઇને સંબોધન કર્યું. તરત એક હબસી ગુલામ બહાર આવ્યો અને આગંતુકોને અંદર લઈ ગયો. કેટલાક ઓરડાઓ પાર કરી સર્વ એક બગીચામાં પહોંચ્યાં અને ત્યાંની એક ન્હાનકડી સુરંગ વાટે તેઓ એક મહેલમાં નીકળ્યાં. પછી કેટલુંક ચાલી તેઓ એક બંધ દરવાજા પાસે જઈ ઉભાં રહ્યાં. ઓફિસરો સરદારોએ કનકલતાને દ્વાર ઉઘાડી અંદર જવાનું કહ્યું. તેમના આદેશાનુસાર જ્યાં કનકલતા દ્વાર ઉઘાડી અંદર પહોંચી ત્યાં તો તે આશ્ચર્ય ચકિત થઇ ગઇ; કેમકે તે ઓરડો શાહી સામાનથી ભરપુર હતો. અને એક બહુ કિમતી તખ્ત ઉપર ત્યાંનો શાહ બેઠો હતો. પાસે બે ખોજાઓ હાથ જોડી ઉભા રહ્યા હતા. કનકલતા એક ચતુરા—સુદક્ષા સ્ત્રી હતી, તેણે મુસલમાની કાયદા પ્રમાણે ઘુંટણીએ પડી જમીનને ચૂમી અને પછી હાથ જોડી સામે ઉભી રહી; કેમકે તે જાણતી હતી કે શાહ અબ્દુલ રહેમાન આજ હશે; અને તેનું એ અનુમાન ખોટું નહોતું.

શાહે તેના સ્થિર થયા પછી તરત કહ્યું–' અય્ ઔરત ! તે વીંટી હાજર કર. '

આજ્ઞા મળતાંજ વીંટી હાથમાં આગળ ધરી તે શાહની સમીપ જઇ કહેવા લાગી–' હજૂર ! આ લૌંડીનું નામ કનકલતા છે. અલમાજદના કિલ્લામાંથી એક બુઢ્ઢાએ આ વીંટી આપી હતી. '

તે વીંટીને બરાબર જોઇ શાહ અબ્દુલ રહમાને કહ્યું:– "અહાહા ! આ તો એજ વીંટી છે કે જે મારા મરહુમ પિતાએ એક વખત જંગલમાં એક જંગલી ભેંસને ખંજરથી મારી નાંખનાર બહાદૂર છોકરાને તેની વીરતાના બદલામાં ઇનામ તરીકે આપી હતી ! કનકલતા ! તેં અને તારા સાથીઓએ દીન ઇસ્લામની ઉપર બહુજ સીતમ ગુજાર્યો છે અને તેમને બંદીવાન કરવાનું ફરમાન પણ નીકળી ચૂકયું છે ! તારી પાસે આ અંગુસ્તરી અમારા વાલિદ મરહુમની છે, તેથી હું તને એકદમ શિક્ષા કરતાં લાચાર બની ગયો છું, પણ તને ત્રણ વચન આપવામાં આવે છે; તારી ઇચ્છા પ્રમાણે તું માગી લે. '

કનકલતાએ હાથ જોડી મસ્તક નમાવી કહ્યું–' ખુદા હજૂરના એક બાલને દિવસે દિવસે વધારે ! હજૂરની ઘણી મહેરબાની થઇ કે મુજ ગરીબ ઉપર આટલી ઇનાયત કરી..........'

શાહે વાતને અટકાવી કહ્યું–' બોલ, બોલ, શું ઇચ્છે

છે ? તારી સાથે વાતો કરી હું વધારે વખત બરબાદ કરવા નથી ચાહતો ? '

' હજૂર ! હું ટુંકામાંજ કહી નાંખું છું. મારે સુંદરને મળવાની ઇચ્છા છે. અને જે લોકો મારી સાથે છે તેઓ લુંટારા નહિ હોવાથી તેમની જાનબખ્શી ચાહું છું–કૃપા કરી તેમને જીવિતદાન આપો. '

' અફસોસ ! હું મારા વાલિદ મરહુમની વસીયતને કોઈ રીતે તોડી શકતો નથી. તેમની માફક આ વખતે તારા સાથીઓને જીવિતદાન આપું છું; પણ તું જે એમ કહે છે કે તેઓ લુંટારા નથી તે તદ્દન ખોટું છે. તેઓ દીન ઇસ્લામના કટ્ટા દુશ્મન છે અને તેમને કાંઇ પણ સજા કર્યા વિના હું તેમને છોડી શકીશ નહિ.

આ વખતે બાદશાહના ચહેરાનો રંગ બદલાતો જોઈ કનકલતા ડરી અને મનમાં કહેવા લાગી. અમે અહીં વ્યર્થ આવ્યાં ! એટલામાં અબદુલ રહમાન શાહે કહ્યું–' બોલ, બીજું શું માગે છે ? '

કનકલતા બોલી–' હજૂર ! જ્યાં સુધી અમે અહીં રહીએ ત્યાં સુધી અમારી સાથે કોઇપણ રીતનું કપટાચરણ ન ચલાવવામાં આવે અને............'

અબ્દુલ રહમાન શાહે જરા જોરથી કહ્યું–' બસ, બસ, વસીયત પૂરી થઇ ગઇ. હવે તારાથી કાંઇપણ કહી શકાશે નહિ અને તારૂં કાંઇ સાંભળવામાં પણ આવશે નહિ !

તે પછી તેણે પાસે ઉભેલા એક ખોજાને ઇસારો કર્યો અને તેણે કનકલતાને મુંદરના નિવાસસ્થાન ઉપર પહોંચાડી દીધી. ત્યાં ઘણીવાર સુધી બન્ને વચ્ચે વાતચીત ચાલી. પરસ્પર એક બીજાના દુઃખની કથાઓ કહી સંભળાવી. મુંદરે પોતાના ધર્મચ્યૂત થયા ઉપર ઘણો વિલાપ કર્યો. કનકલતાએ તેને નાના પ્રકારથી સમજાવતા કહ્યું " નિરૂપાયે જે બાબત બને છે તેને માટે કોઇ કાંઇ કહેતું નથી. મુસલમાનોના અત્યાચારોને લીધે, કોઈપણ પ્રકારની સહાયની પ્રત્યાક્ષા ન હોતાં પ્રાણ લોભ વશ થઈ તેં તેમની આજ્ઞા માની છે. દોષ તો ત્યારેજ ગણાય છે કે જ્યારે કોઇ પોતાની ઇચ્છાથી પોતાના ધર્મનો પરિત્યાગ કરે ! માટે હજુ પણ કાંઇ બગડયું નથી. જ્યારે મોટા મોટા નિશાચરો કે જેમણે સુકર્મી પૂજનીય ઋષિ–મુનિયોના પ્રાણ હરણ કર્યા હતા, તેઓ પણ ભક્ત વત્સલ પરમાત્માનું કેવળ નામ લેવાથીજ તરી ગયા છે તો પછી તું કેમ નહિ પરિષ્કૃત થઇ શકે ! હા, થોડા પ્રાયશ્ચિત્તની આવશ્યક્તા પડશે ! '

મુન્દરે આંસુઓ લુછતાં જવાબ આપ્યો–' પ્રાયશ્ચિત્ત કરી પરિષ્કૃત થવાની તો મારી પણ ઇચ્છા છે અને મેં એ પરિષ્કારમાં મારૂં સમગ્ર જીવન કોઈ તીર્થસ્થાનમાં પરમાત્માનું નામ લેતાં વ્યતીત કરવાનો નિશ્ચય કર્યો છે. '

મુન્દરની આ કઠોળ પ્રતિજ્ઞા સાંભળી કનકલતા વિસ્મય થઈ ગઇ. તેના મોઢામાંથી તેની પ્રશંસા માટે કેટલાએક

શબ્દો નીકળી ગયા. તેણે કહ્યું–' બ્હેન ! તને ધન્ય છે ! તારૂં આ કઠોર વ્રત સાંભળી હું તારી પ્રશંસા કર્યા વિના રહી શકતી નથી. ઈશ્વરને મારી એટલીજ પ્રાર્થના છે કે તે તને વ્રતારૂઢ રહેવાની શક્તિ આપે ! '

આ પ્રમાણે બન્ને વચ્ચે ઘણા વખત સુધી વાતચીત ચાલી. છેવટે કનકલતાએ જવાની ઇચ્છા પ્રકટ કરી. એટલે સુંદરે તે ખ્વાજાસરા કે જે કનકલતાને અહીં સુધી લાવ્યો હતો તેની સાથે તેને કનકસિંહની પાસે મોકલી દીધી. જ્યારે તે ત્યાં પહોંચી ત્યારે તેણે પોતાના સાથીઓને જુદાજ ઢંગમાં નીહાળ્યા. સર્વના જુદા જુદા તંબુઓ ખડા કરી દીધા હતા. તેમની અંદર ઝગઝગાટ પ્રકાશ થઇ રહ્યો હતો. આરામની સર્વ ચીજો ત્યાં વિદ્યમાન હતી. બહાર સિપાઇઓ ઉભા રહી પહેરો ભરી રહ્યા હતા. જ્યારે કનકલતા પોતાના તંબુમાં પોતાનો બુરખો વગેરે ઉતારી ચૂકી ત્યારે કનકસિંહે તેને વિલંબનું કારણ પૂછ્યું. કનકલતાએ સઘળી હકીકત–શાહ અબ્દુલ રહેમાનની સાથે થયેલી વાતચીત અને સુંદરના મેળાપની બાબત–આદ્યંત કહી સંભળાવી. સુંદરનો પશ્ચાત્તાપ સાંભળી કનકસિંહને પણ બહુ દુઃખ થયું અને તે ઘણીવાર સુધી તેના જીવનના વ્યર્થ જવા ઉપર શોક પ્રકટ કરતો રહ્યો. આખા દિવસના શ્રમને લીધે બન્ને પતિ–પત્નિ થાકી ગયાં હતાં; તેથી નિદ્રા દેવીએ તેમને વધારે વાતચીત કરવાનો અવસર આપ્યો નહિ અને તે પ્રેમાળ દંપતી તરત ઉંઘના

અનુપમ પાશમાં સપડાએલાં જણાવા લાગ્યાં.

*   *   *   *

સવારનો પહોર થયો. સૂર્યનારાયણે ઉદય પામી સર્વને પોતપોતાનાં નિર્ધારિત કાર્યો પર આરૂઢ થઈ જવાને માટે આવાહન કર્યું. જેને માથે શાહી અખાડાની વ્યવસ્થાનું કામ હતું તેઓ બિચારા તન–મનથી તે કામમાં લાગી ગયા હતા. એક વિશાળ જમીન તેને માટે પસંદ કરવામાં આવી હતી. ચારે તરફથી મંચો નાંખી લોકોને બેસવાને માટે ફરતી બેઠકો ગોઠવવામાં આવી હતી. સમય થતાં દર્શકોને આવવાનો આરંભ થયો. જોતાં જોતાંમાં પ્રેક્ષકોની ખૂબ ભીડ જામી ગઈ. કેટલાક માણસોને તો જગ્યા નહિ મળવાથી પાછું જવું પડયું. સવાર થતાની સાથે કનકલતા પણ અન્તઃપુરમાં સુંદરની પાસે ચાલી ગઈ અને પ્રેક્ષકોના ટોળામાં ખબરચિંગ, કનકસિંહ વગેરે સંમિલિત થઈ ગયા. જ્યારે લોકોની ઠઠ બરાબર જામી ગઇ અને તિલ માત્ર જગ્યા ખાલી ન રહી ત્યારે અબ્દુલ રહમાન શાહ પણ પોતાના કેટલાક અનુચરો, અંગ રક્ષકો અને ખ્વાજાસરાઓની સાથે મંડપમાં આવ્યો અને પોતાની જગ્યા ઉપર થોડીવાર સુધી બેઠા પછી તેણે ઉભા થઇને કહ્યું–'પહેલાં ત્રણ કાફિરો અને ત્રણ મુસલમાનોમાં કુસ્તી થવી જોઇએ.'

શાહનો હુકમ સાંભળતાંજ બન્ને તરફના ચુંટાએલા સિપાઇઓ મેદાનમાં આવ્યા અને પોતપોતાનું હીર દેખાડી પ્રેક્ષકોને ચકિત તેમજ સ્તંભિત કરી દેવા લાગ્યા.

આખરે મેદાન મુસલમાન સિપાઇઓને હાથ રહ્યું. બિચારા હિન્દુઓ લજ્જિત થઇને પોતાને સ્થાને ચાલ્યા ગયા. ગરીબ અબળા સુન્દર એ પરિણામથી ઘણી ચિંતિત થઇ, તેના ચહેરા ઉપર મ્લાનતા પથરાવા લાગી. આ તરફ જ્યાં એ કુસ્તીનું પરિણામ પ્રકટ થઈ ગયું ત્યાંજ શાહે ઉભા થઇને કહ્યું–' આ વખતે બન્ને તરફથી બાર બાર આદમીઓ પોતપોતાનું રણ કૌશલ્ય દેખાડે. પરીક્ષામાં ઉત્તીર્ણ થનારને એક એક સુન્દર કન્યા ઇનામમાં મળશે!'

પુનઃ બન્ને તરફથી બાર બાર યુવાનો તરવારો લઈ મેદાનમાં ઉતર્યા. ઘણીવાર સુધી લડાઈ ચાલી; પરંતુ ફરીને પણ હિન્દુઓના સંબંધમાં કાંઇ સારૂં પરિણામ આવ્યું નહિ. બારમાંથી માત્ર બે ત્રણ રાજપૂતોએ પોતાની તરવારનું માન રાખ્યું; કિન્તુ તેમની હારજ ગણાઇ. અબ્દુલ રહેમાન શાહ એ જોઇ ઉભો થઇ કહેવા લાગ્યો,–' સ્વર્ગીય સુંદરી સુન્દરને માટે જે લડવા ચાહતો હોય તે મેદાનમાં આવે અને શાહી પહેલવાન રહીમની સાથે હરિફાઈમાં ઉતરે. ફતેહમંદ થનારને સુંદર સોંપી દેવામાં આવશે!'

પોતાનું નામ સાંભળતાંજ શાહી પહેલવાન રહીમ અખાડામાં તૈયાર થઇ કુદી પડયો અને ચારે તરફ તાળી બજાવી વિધર્મિયોને આમંત્રણ કરવા લાગ્યો; કિન્તુ તેનું લાંબું તાડ જેવું શરીર, વિશાળ છાતી, વાંકડી મૂછો, વિશાળ આંખો, ઓજસ્વી વદન અને દીર્ઘ બાહુદ્વય જોઇ

તેની સામે ઉતરવાની કોઇની હિંમત ચાલી શકી નહિ. જેમ જેમ વખત જવા લાગ્યો તેમ તેમ તે પહેલવાન અધિક ગર્વે ભરાવા લાગ્યો. આ તરફ બિચારી સુંદરનું લોહી સુકાઇ જવા લાગ્યું. એ વખતે તેની જે દશા થઇ રહી હતી તેનું વર્ણન તેના સિવાય બીજા કોઇથી થઇ શકે તેમ નથી. જેમ જેમ તે પોતાના જીવનથી નિરાશ થતી જતી હતી તેમ તેમ તેની પાસે બેઠેલી કનકલતા તેને ધીરજ આપ્યા કરતી હતી અને કહેતી હતી કે–'ગભરાઇશ નહિ; જે પરમાત્માના ધ્યાનમાં તેં તારૂં જીવન અર્પણ કરી દીધું છે; તે તને અવશ્ય બચાવશે. કારણ કે તેનું નામ 'ભક્તવત્સલ' છે. તે પોતાના ભકતોની સદૈવ સર્વ પ્રકારે રક્ષા કરે છે.'

હજુ તો તે આ પ્રમાણે પોતાની સંગિની સુંદરને આશ્વાસન આપતી હતી, એટલામાં તેના કાનમાં તે પહેલવાનના શબ્દો આવ્યા:–'શું એવો કોઇ માણસ નથી કે જે મારી સાથે હરિફાઈમાં ઉતરી શકે? શું કાફિરોનું લોહી છેક સુકાઈ ગયું છે? શું તેમના ધર્મ ધર્મના પોકારો જૂઠા છે? શું તેમનામાં કોઇ પણ એવો વીર નથી કે જે પોતાની જાત વાળી સુંદરને પરધર્મીના હાથમાં જતી બચાવી લે? મને જણાય છે કે કાફિરો ના કૌવત બની ગયા છે!

અત્યાર સુધી તો કનકસિંહ પોતાના હૃદયને બળાત્કારે દબાવી રહ્યો હતો; કિન્તુ હવે તેનાથી એ વચન

પ્રહાર સહન થઇ શકયો નહિ. તે મેદાનમાં ઉતરવા માટે તૈયાર થયો. બબરચિંગે તેને એવી તૈયારી કરતો જોઇને રોકી રાખ્યો અને કહ્યું કેઃ–તમે હજુ કાંઇક અશક્ત છો, માટે આ સાહસ ન કરો. જુઓ, ભગવાનનું નામ લઇને હું કૂદી પડું છું.' આટલું કહેતામાં બબરચિંગ પોતાની બરછી લઇ મેદાનમાં જઇ ઉભો રહ્યો. આ તરફ ભીમકાય રહીમ પણ પોતાની બરછી તરફ જોતો અને સિંહની માફક ગર્જતો આગળ વધ્યો. ચારે તરફથી તાળીઓનો ધ્વનિ થયો. ભીષણ–ઉત્સાહ સંવર્ધક વાદ્યો વાગવા લાગ્યાં. બહાદૂરોએ પોતાના દાવો ખેલવા માંડયા અને બન્ને જણાએ એવી કુશળતા દેખાડી કે સઘળા પ્રેક્ષકોના તેમજ સ્વયં શાહના મોઢામાંથી પણ 'શાબાશ! શાબાશ!' ના શબ્દો નીકળી પડયા. આખરે ઉત્તમ ચાલાકી તથા સ્ફૂર્તિથી બબ-રચિંગે રહીમની ઉપર એક પ્રહાર કર્યો. એક નિશાનબા-જનો ઘા ખાધા પછી રહીમથી ઉભા રહી શકાયું નહિ! તે હતાશ થઇ જમીન ઉપર બેસી ગયો. હિન્દુ દર્શક ગણ-માંથી વાહ વાહના પોકારો થવા લાગ્યા. તરત કનકસિંહે અખાડામાં કુદી બબરચિંગને છાતી સાથે લગાડ્યો. સુંદર પણ કનકલતાની સાથે લપેટાઇ ગઇ. બાદશાહે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે સુંદરનો ભાર બબરચિંગને સોંપ્યો.

તે પછી બબરચિંગે શાહની પરવાનગી લઇ મેદાનમાં છાતી ઠોકીને કહ્યું–' આટલી વાર સુધી તોર હીએ આર્યોનું

ઘણું અપમાન કર્યું છે. અસહનીય વાક્-બાણ છોડયાં છે; કિન્તુ મેં તથા મારા સાથીઓએ તે ઉપર બિલકુલ ધ્યાન આપ્યું નથી; પરંતુ હવે હું પણ લલકારીને કહું છું કે કોઇ પણ મુસલમાન બચ્ચામાં તાકાત હોય તો મારી સામે આવે!' આટલું કહી તે અખાડામાં ચારે તરફ ફરવા લાગ્યો. કોઈની પણ હિંમત ચાલી શકતી નહોતી; જો કોઇ જરા હામ ભીડી ઉભો થવા જતો તો તેને તેની પાસેનો માણસ બેસાડી દેતો અને કહેતો કે જેણે રહીમ જેવા વીરને ધૂળ ફાકતો કર્યો છે તેને તારા જેવાને કાચો ખાઇ જતાં કેટલી વાર લાગવાની છે? મતલબ કે જ્યારે બહુજ વાર થઇ અને કોઈ ઉતરતો ન જણાયો ત્યારે અબ્દુલ રહમાન શાહે પોતાની જગ્યાએથી ઉભા થઇને કહ્યું-'અરે, મારા મુસલમાન બહાદૂરો! શું તમારામાં એવો કોઈ પણ નથી કે જે આ કાફિરની સાથે હરિફાઇમાં ઉતરી શકે? શું તમે પોતાના બદનામી સાથે મારી પણ હાંસી કરાવવા ઇચ્છો છો!'

શાહના આ શબ્દોથી લોકોમાં ખળભળાટ મચી ગયો. બબ્બે, ચારચાર મુસલમાનો લડવા માટે ઉઠવા લાગ્યા. પ્રેક્ષકોમાં વિલક્ષણ વાર્તાલાપ ચાલ્યા. મેદાનનો એવો રંગ જોઇ શાહે પુનઃ પોતાની જગ્યાએથી ઉઠીને કહ્યું-" ઠરાવ એકની સાથે એકનેજ લડવાનો કર્યો છે. બે ચાર માણુસો એકની સાથે હરિફાઇમાં ઉતરી શકશે નહિ!"

એ સાંભળી જેઓ અખાડામાં ઉતર્યા હતા તેઓ પાછા પોતાની જગ્યાએ બેસી ગયા. તરતજ એક તરફથી ' હું લડીશ, હું લડીશ ' એવો અવાજ આવ્યો અને લોકોએ જોયું કે ઘોડા ઉપર બાકરઅલી મેદાનમાં આવી ઉભો છે. આ તરફ એક અનુચરને મોકલી બબરચિંગે પણ પોતાનો ઘોડો મંગાવ્યો અને તે ઉપર તે સવાર થઇ ગયો. હજુ તો તે બરાબર સજજ થઈ રહ્યો નહોતો એટલામાં બાકરઅલીએ આક્રમણ કરી તેને દશ-પંદર કદમ પાછો હઠાવી દીધો. વળી એ ઓચિંતા હલ્લામાં બાકરઅલીએ પોતાની બરછીનો તેના ઉપર ભયંકર ઘા કરી કહ્યું–' લે બચ્ચા ! હવે તારૂં મોત આવી ગયું ! '

બબરચિંગ છેક અસાવધ નહોતો. તેણે ઘોડાને ઈસારો કર્યો. જોતાજોતામાં બાકરનો ઘા ખાલી ગયો. બરછી હાથમાંથી છટી જમીનમાં જઈ પેસી ગઇ ! તરતજ બબરચિંગે ત્રાડીને કહ્યું–' જો તારો વારો થઇ રહ્યો, હવે મારો વારો આવ્યો. '

વાત પૂરી થતામાં તેણે ઘા કર્યો. બાકરઅલીએ પોતાની ઢાલ આગળ ધરી; પરંતુ તે તેને તોડીને બાકરના મસ્તકને જઇ લાગ્યો. ચોટ ખાઇ તે સરદાર ઘોડા ઉપરથી એકદમ ઉતરી ગયો; પણ તરતજ તરવાર લઇ બબરચિંગ તરત કૂદ્યો. બબરચિંગ પણ ગાફિલ નહોતો. તે પણ તરવાર લઇ ઘોડા ઉપરથી ઉતરી પડયો. બન્ને જણા પોતપોતાની કુશળતા

જણાવવા લાગ્યા. આ પ્રમાણે લગભગ અર્ધો કલાક સુધી બન્ને વચ્ચે લડાઇ થતી રહી. આખરે બરાબર લાગ જોઇ બબરચિંગે બાકરના જમણા હાથ ઉપર ઘા કર્યો. તરત તેના હાથમાંથી તરવાર છૂટી દૂર જઇ પડી. બબરચિંગે પણ એ જોઇ પોતાની તરવાર ફેંકી દીધી અને ખાલી હાથે લડવા લાગ્યો. એક કલાક સુધી બન્ને બહાદૂર મલ્લો જેવા વીર પુરુષો વચ્ચે કુસ્તી ચાલી; પણ આખરે હિન્દી ક્ષાત્ર તેજ આગળ ઇસ્લામી ઝનુન ટકી શક્યું નહિ! બબરચિંગે એ લડાઇનો અંત લાવવા સારૂ બાકરઅલીને એકદમ ભૂલ આપી નીચે પટકી દીધો અને તેની છાતી ઉપર તે સવાર થઇ ગયો! આ જોઈ અબ્દુલ રહમાન શાહે કુસ્તી છોડાવી દીધી અને તરતજ ચોપદારો દ્વારા એ પ્રસિદ્ધ કરાવી દીધું કે 'ખૈબરમાં કાફિરોએ મોટો ઉત્પાત મચાવી દીધો છે, તેમને દંડ દેવાને માટે ચડાઈ કરવામાં આવશે.' આ જાહેરનામું બહાર પડયા પછી પ્રેક્ષકો વિખેરાવા લાગ્યા. બબરચિંગ પોતાના સાથીઓ સાથે તંબુમાં ચાલ્યો ગયો. પાછળ કનકલતા પણ સુંદરની સાથે આવી. તદુપરાંત ઇનામની ચીજો લઇ શાહનો એક દૂત ત્યાં ઉપસ્થિત થયો અને ઉપહારની વસ્તુઓ આગળ ધરી તેણે કહ્યું-'શાહનો હુકમ છે કે આજ રાતો રાત તમારે અહીંથી રવાના થઈ જવું. જો સવારે તમારામાંના કોઇને અહીં જોવામાં આવશે, તો તેને ફાંસીએ લટકાવવામાં આવશે!'

દૂતનાં એ વચનો સાંભળી ખબરચિંગે કહ્યું-' શાહે જે આટલી મહેરબાની કરી છે, તે શું થોડી છે ? અમે તેમની આજ્ઞા પ્રમાણે રાતોરાત અહીંથી ચાલ્યા જઇશું. '

દૂત એ વળતો ઉત્તર સાંભળી ચાલ્યો ગયો. કનકસિંહ વગેરેને ખૈબરની ચિંતા બહુ વ્યગ્ર કરવા લાગી; તેથી તેઓ રાતોરાત ત્યાંથી ચાલી નીકળ્યા.

## પ્રકરણ ૧૮ મું.

### પેશાવર પતન.

પેશાવરના હિન્દુઓનું વિકટ રૂદન સાંભળતાં પંજાબકેસરી મહારાજા રણજીતસિંહનું હૃદય વ્યથિત થઇ ઉઠયું. તેઓના કાતરનાદના અવાજોથી તેમના કર્ણો ભરાઇ ગયા. મુસલમાનો હિન્દુઓ ઉપર જે જે અત્યાચારો કરતા અને નિપીડિત આર્યો જે જે આર્તસ્વરો કરતા તેનાથી સમગ્ર પંજાબ પ્રાંત કંપી ઉઠયો. જો કે પહેલાં પણ મહારાજા રણજીતસિંહ પેશાવરના શાસન કર્ત્તાને કેટલીક વાર ચેતવણી આપી ચૂકયા હતા; પરંતુ આ વખતે તેમણે મનમાં દૃઢ વિચાર કરી લીધો કે તેઓના રાજ્યનું મૂળ ઉખાડી તેમને ખૂબ કઠોર દંડ દેવો જોઇએ અને પેશાવરને પૂર્ણ પણે પોતાના અધિકારમાં લેવું જોઇએ. આવો નિશ્ચિત સંકલ્પ કરી તેમણે દરબારમાં જ્યારે ત્રણે રાજકુમારો-ખડ્ગસિંહ, નૌનિહાલસિંહ અને હરિસિંહ

(હીરાસિંહ) તથા મુખ્ય મુખ્ય મંત્રિઓ અને બીજા કેટલાક પ્રતિષ્ઠિત લોકો ત્યાં ઉપસ્થિત થયા હતા અને દરબાર બરાબર ભરાઈ ગયો હતો; તેમજ રાજ્યની ઉન્નતિને માટે નાના પ્રકારના તર્ક-વિતર્ક, યોજનાઓ વગેરે ચાલી રહ્યાં હતાં; ત્યારે અનુકૂળ સમય જોઈ મહારાજાએ પ્રધાન મંત્રીને સંબોધીને કહ્યું–' પેશાવરમાં હવે હિન્દુઓ ઉપર બહુ જૂલ્મ થવા લાગ્યો છે. શું તમારૂં ધ્યાન તે તરફ હજુ બીલકુલ ગયું નથી ? '

મહારાજાનાં એ વચન સાંભળી પ્રધાન મંત્રીએ કહ્યું–' 'ધર્માવતાર ! બહુ આનંદનો વિષય છે કે જે વિચાર હું શ્રીમાનની સમ્મુખ ઉપસ્થિત કરવાનો જ હતો, તે મહારાજાના શ્રીમુખદ્વારા પ્રકટ થઇ ગયો ! ન્યાયી નરેશ ! પેશાવરના આર્યોના આર્તનાદ સાંભળી સાંભળીને અમારાં રોમાંચ ખડાં થઇ જાય છે ! છાતી ફાટી જાય છે !! દુષ્ટ સુલતાન મહમ્મદ જે રીતે આર્યોના રક્તનું પાન કરી રહ્યો છે; તે રીત કદી પણ બનેલી નથી. અમારા ભાઇઓની પડોશમાં રહીને અમે તેમને કાંઇ સહાયતા નથી કરતા; તે અમારા માટે બહુ શરમની વાત છે. જો કે બે ત્રણ વાર એ દુષ્ટને દંડ આપવામાં આવ્યો છે, છતાં પણ એ પોતાની નીચતા અને ક્રૂરતાથી વિરમતા નથી..........."

યુવરાજ ખડ્ગસિંહને ઉભો થતો જોઇ પ્રધાન મંત્રી બોલતો બંધ થઇ ગયો. યુવરાજે કહેવા માંડયું:–' ખરેખર,

એ વાત આપણે માટે બહુ શરમ ભરેલી છે. આશા છે કે મહારાજાધિરાજ આ વખતે એવા આયોજનની આજ્ઞા આપશે કે જેમાં બિચારા આર્યોનું દુઃખ સદાને માટે ઓછું થઇ જાય !'

એટલું કહી તે બેસી ગયો. પ્રધાન મંત્રી પુનઃ બોલવા લાગ્યો–' પેશાવરના પ્રસિદ્ધ કુલીન મોહનનારાયણ શાહે પણ સર્વ પ્રકારની સહાયતા પહોંચાડવાના વર્ત્તમાન કહાવ્યા છે. રાજનીતિની દૃષ્ટિથી આ સમય બહુ ઉપયોગી થશે; કારણ કે પ્રસિદ્ધ સરદાર બખરચિંગે ખૈબરના દુષ્ટ નકુમુલ્લાને મારી ત્યાં પોતાનો અધિકાર જમાવી દીધો છે. એક તરફથી જ્યારે કાબુલનો શાહ ત્યાં ચડાઇની તૈયારી કરી રહ્યો છે, ત્યારે આર્યોની રક્ષાને માટે અહીંથી પણ સેના મોકલવી કોઇ પ્રકારે અનુચિત અને અનુપયોગી લેખાશે નહિ !"

સર્વ સાંભળી થોડીવાર વિચાર કરી મહારાજાએ કહ્યું— સારી વાત છે. સરદાર હરિસિંહના નામથી હુકમ મોકલવો અને સાથે કુંવર નૌનિહાલસિંહે જવું."

હરિસિંહ ઘણોજ નિડર અને બહાદુર સેનાપતિ હતો. તે લશ્કરને ઘણો વહાલો હતો. શત્રુની સંખ્યા અને બળાબળની પરવા રાખ્યા વપર લડવાને અને જીત મેળવવાને એ સદૈવ તત્પર રહેતો. આ વખતે જો કે તે લાહોરમાં નહોતો તથાપિ પત્ર મળતાંજ તરત તે પેશાવરની તરફ ચાલ્યો. આ તરફ કુંવર નૌનિહાલસિંહ બીજેજ દિવસ લાહોર છોડી

પેશાવરની સીમા ઉપર જઈ પહોંચ્યો અને ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરવાના કામમાં લાગી ગયો. શીખ સેના બનતી ત્વરાથી સીમા ઉપર એકત્ર થવા લાગી. હરિસિંહના આવવાના વર્તમાન જાણી અફગાન લોકો ગભરાઇ ગયા. આખા પેશાવરમાં ચિંતાનાં વાદળાં છવાઇ ગયાં. જેટલા ખાનદાન અફગાનિયો હતા તે સર્વેએ પોતાના કુટુંબ–પરિવારને જંગલો –પહાડોમાં મોકલી દીધા અને પોતે ત્યાંથી લીલા જોવાના નિમિત્તે એકલા રહ્યા !

મહારાજા રણજીતસિંહની ચડાઇના સમાચાર સાંભળી જો કે સુલતાન મહમ્મદ પણ વિચલિત થઇ ગયો અને તેને આ વખતે પણ ગત લડાઇઓની પેઠે જીતની આશા ન રહી, તથાપિ તેણે પોતાની જાતિની જ્યાં જ્યાં પ્રજા હતી તે તે પ્રદેશોના અફગાન સરદારોને એકત્ર કરવાનો આરંભ કર્યો. ધીરે ધીરે અફગાન દળ સુલતાન મહમ્મદના ઝુંડા નીચે એકઠું થવા લાગ્યું. અને પીરમહમ્મદ, સૈયદમહમ્મદ તથા યારમહમ્મદને યુદ્ધના સ્થંભ રૂપ ગણી તેમના તાબામાં મોટાં લશ્કરો સોંપ્યાં.

સુલતાન મહમ્મદે ધર્મની દુહાઇ ફેરવી અફરિદિયોને યુદ્ધ કરવાને સાટે ઉત્તેજિત કરવાનો પ્રારંભ કર્યો. અફગાનિયો કાળાં વસ્ત્રો પહેરી આર્યોના પ્રાણ હરણ કરવાને માટે કટિબદ્ધ થયા. બિચારી નિઃસહાય હિન્દુ પ્રજા ઉપર ધર્મના ઝનુનમાં અંધ થઇ અફરીદિયો નાના પ્રકારના જૂલમ ગુજારવા લાગ્યા આ તરફ સર્વ પ્રકારે સજ્જ થઇ શીખ સેના

સહિત હરિસિંહ તથા કુંવર નૌનિહાલસિંહ આગળ વધ્યા. શીખ સેના જ્યાં અટક નદી ઉતરવા લાગી ત્યાં ધર્મયુદ્ધથી ઉત્તેજિત અફગાનો તેના ઉપર તૂટી પડયા. બન્ને તરફથી ભીષણ પ્રહાર થવા લાગ્યા. મુસલમાનોના મારની કાંઇ પણ પરવા ન કરતાં શીખ લોકો નદી ઉતરતાજ રહ્યા, અને ધીમે ધીમે તેને સામે જઇ શત્રુ ઉપર તૂટી પડયા. બન્ને તરફની ભીષણ લડાઇનું પરિણામ એજ આવ્યું કે જે આગળ ઘણીવાર આવી ચૂકયું હતું ! પીર મહમ્મદ, સૈયદ મહમ્મદ અને યાર મહમ્મદ માર્યા ગયા. બાકી વધેલા મુસલમાન સૈનિકો નાસીને પહાડોમાં જઇ ભરાયા. સુલતાન મહમ્મદે પોતાના પરિવાર તથા શેષ રહેલા અંગરક્ષકો સહિત નાસી જઇને અલમાજદના કિલ્લામાં આશ્રય લીધો. આ પ્રમાણે એ લડાઇનો અંત આવ્યો.

અલમાજદના કિલ્લામાં જઈ સુલતાન મહમ્મદ શત્રુ ઉપર આક્રમણ કરવાના માર્ગોનો વિચાર કરવા લાગ્યો. ઘણા એક તર્ક–વિતર્ક કરવા છતાં જ્યારે તેનાથી કાંઇ નિશ્ચિત થઇ શકયું નહિ; ત્યારે તે હતાશ થઇ એક પલંગમાં પડયો. તરતજ ત્યાં તે કિલ્લામાંનો આપણો પૂર્વપરિચિત વૃદ્ધ આવી પહોંચ્યો. સુલતાન મહમ્મદ તેના વૃદ્ધત્વને માન આપી બેઠો થયો, અને પછી હાલના બારિક સમયમાં કેવી રીતે શત્રુને મ્હાત કરવા તે સંબંધી સલાહ માગવા લાગ્યો. વૃદ્ધે ઘણી-વાર સુધી વિચાર કર્યો પછી કહ્યું–' શાહ ! જો મારા

શબ્દો ઉપર તને વિશ્વાસ હોય તો જ તું તે પ્રમાણે ચાલજે, પાક ઇસ્લામી મજહ્બનું મને પૂર્ણ અભિમાન છે; તેથી હું તને ખરી હકીકત જણાવું છું તે ધ્યાન દઇને સાંભળ. કાબુલનો શાહ જે તારી મદદને માટે આવે છે, તે તને સહાય કરશે નહિ. હવે તું એમ કર કે બીજા ઓરડામાં જે જવાહીર તથા હથિયાર રાખેલાં છે તે તું લઇ જા. અને તેમાંથી સ્ત્રીઓને એક એક દાગીનો તથા પુરુષોને એક એક હથિયાર પૃથક્ પૃથક્ વ્હેંચી દે. જેટલા પુરુષો છે તે હથિયાર લઇને શીખ પલટણની સામે લડવા ચાલ્યા જાય. હરિસિંહ તે લોકોને જોતાંજ તેમના પગમાં પડી જશે અને સઘળી શીખ સેના હથિયાર છોડી દેશે ! તે પછી જેમ તારી ધ્યાનમાં આવે તેમ કરવું. બસ, જા હવે વિલંબ ન કર. '

વૃદ્ધની સલાહ માની સુલતાન મહમ્મદ ત્યાંથી ઉઠી બીજા ઓરડામાં ગયો. અને તેમાંના ઘરેણાં તથા હથિયાર લઈ જઇ સ્ત્રીઓ તથા પુરુષોમાં વહેંચી દીધાં.

આ તરફ તે વૃદ્ધ માણસ પોતાની લાંબી સફેદ દાઢી ઉપર હાથ ફેરવતો આકાશ તરફ જોઇ કાંઈક વિચાર કરી રહ્યો હતો; એટલામાં સામેથી એક અજાણ્યો આદમી આવતો જણાયો. પહેલાં તો તે બુઢ્ઢાએ તેને અંદર ન પેસવા દેવા સારૂ રકઝક કરી; પણ પછી તેને ઓળખી લઈ કહ્યું–' કોણ કનકલતા ! તું પુરુષ વેશમાં અહીં કયાંથી !'

કનકલતાએ જવાબ આપ્યો–' આપનીજ પાસે આવી

છું. હાલનો સમય બહુ વિલક્ષણ છે એ આપ જાણો છો. આપની સલાહ પ્રમાણે વર્ત્તવામાં જ અમારૂં શ્રેય છે. આપે અત્યાર સુધીમાં જે મદદ કરી છે અને જેથી અમને ઘણો લાભ થયો છે તેની કાંઇક કૃતજ્ઞતા પ્રકટ કરવા અને ભવિષ્યને માટે યોગ્ય સલાહ લેવા આવીછું. આપ હમણાં શું વિચાર કરી રહ્યા હતા ?'

'યોગ્ય અવસરે તે તને કહેવામાં આવશે. પ્રથમ તો તું એ કહે કે તમને આજ સુધીમાં કેવી આપત્તિઓ ખમવી પડી અને તે અંગુઠીએ કાંઇ કરામત દેખાડી કે નહિ ?'

'અંગુઠીની કરામતની વાત શું પૂછો છો ? તેણેજ અમારા જીવ બચાવ્યા છે.' પોતાની સઘળી વિતક વાતો કહી સંભળાવ્યા પછી કનકલતાએ પૂછ્યું–'શું આપ એટલું કહેવાની કૃપા કરશો કે તે અંગુઠી આપને કયાંથી મળી હતી ?

વૃદ્ધ કનકલતાની સઘળી હકીકત–ખાસ કરીને કુન્દનના છૂટકારાની અને તેના પ્રેમી મોહનનારાયણશાહની સાથે તેના મેળાપની ઘટના જાણીને બહુજ પ્રસન્ન થયો અને બોલ્યો–'તેં અને તારા પતિએ ઘણું ભારી કામ કરેલું છે ! હિન્દુસ્તાનની તવારીખમાં તેને માટે તમારૂં નામ અમર રહેશે !'

'એ સર્વ આપની મહેરબાનીનું પરિણામ છે ! આજ સુધીમાં તો સર્વ કાંઇ ઠીક થયું છે; પણ હવે શાહ અબ્દુલ

રહમાન ઉપર કેવી રીતે ફત્તેહ મેળવવી તેનીજ એક ચિંતા છે !

'જેણે તમને આટલી આફતોમાંથી બચાવેલ છે, તેજ તમને શાહ ઉપર પણ ફતેહ અપાવશે. ગભરાવાનું કાંઈ કારણ નથી.'

'વખત એવો બારિક છે કે ગભરામણ થવી સ્વાભાવિક છે; પણ હવે એટલું કહો કે આ લોકો કોણ છે?'

'તારા ત્રણ પ્રશ્નો થઇ ચૂકયા છે. વધારે હવે પૂછીશ નહિ. જો હું એ સઘળાનો જવાબ એક સાથે આપી દઉં છું.' એમ કહી તે બુઢ્ઢાએ પોતાનો લાંબો ઝભ્ભો કાઢી નાંખ્યો, તેમજ લાંબી દાઢી અને માથા ઉપરના સફેદ લાંબા વાળો–જે બનાવટી હતા–ઉતારી નાંખ્યા. કનકલતાને ઘણું આશ્ચર્ય થયું. તેણે જોયું કે પોતાની સામે એક ત્રીસ બત્રીસ વર્ષનો યુવાન ઉભો છે ! પોતાની તરફ કનકલતાને આશ્ચર્યથી અવલોકતી જોઈ તે યુવકે કહ્યું–'કનકલતા ! તારૂં આશ્ચર્ય ચકિત થવું નિષ્કારણ નથી; પણ જ્યારે તું મારી સઘળી કર્મ કથાથી વાકેફ થશે ત્યારે તને મારી હાલત ઉપર અફસોસ થશે. મારૂં નામ 'શાહજાદા' છે. મારા મરહુમ પિતાનું નામ શાહ મહમ્મદ હતું. આ પેશાવરના તેજ હાકેમ હતા. આ બદજાત, દુષ્ટ જે આજ શીખો સાથેની લડાઈમાં પેશાવરથી નાસી અહીં આવી

ભરાયો છે, તે મારો કાકો છે. તેનું નામ સુલતાન મહમ્મદ છે; તું તેને તો ખાસ જાણુતી હશે ?'

'હા, જાણું છું.'

'મારા પિતાને પહેલાં શિકારનો બહુ શૉખ હતો. ધીમે ધીમે તેમનામાં હિમ્મત અને સાહસ વધવા માંડયાં; તે એટલે સુધી કે ભયંકર જંગલી જાનવરો સાથે પણ તેઓ કુસ્તી કરતા. મારા દાદાને એ બાબતનો બહુ શૉખ નહોતો; પણ પુત્ર ઉપરના નૈસર્ગિક પ્રેમને લીધે તેઓ પણ તેમની સાથે શિકારમાં જતા હતા. એક દિવસ શિકાર ખેલતાં ખેલતાં મારા પિતા બહુજ આગળ વધી ગયા. અને તેમના સાથીઓથી છૂટા પડી ગયા. જોતાં જોતામાં મારા પિતાજી એક ગાઢ જંગલમાં જઈ ચડયા. અને જોયું તો એક બુઢ્ઢા શિકારી અને જંગલી ભેંશ વચ્ચે દારૂણુ યુદ્ધ ચાલી રહ્યું છે! ભેંસે હુમલો કર્યો અને શિકારીએ તરવાર ચલાવી; પરંતુ તરવાર ભેંશની ગરદન ઉપર પડવાને બદલે નિશાન ચૂકી જવાથી, શીંગડા ઉપર અથડાઈ; અને એક અવાજ થતાની સાથે બે કકડા થઇ છેટે પડી! આ તરફ ભેંશ ખીજવાઇને એકદમ આગળ વધી અને શિકારી ઉપર જ્યાં તે તરાપ મારી તેના પ્રાણુ હરી લેવા જાય છે; ત્યાં મારા પિતા ઝટ પાછળથી દોડી તે વૃદ્ધની આગળ આવી ગયા અને તે ક્રૂર ભેંશની સાથે ઘડી વાર રમત ખેલી તેને તેજ ઠેકાણે નિષ્પ્રાણુ કરી દીધી! શિકારને

મરેલો જોઇ તે બુઢ્ઢો શિકારી બહુ પ્રસન્ન થયો. અને જે વીંટી મેં તને આપી હતી તે તેણે મારા પિતાને ઈનામમાં આપી. પછી તેણે પોતાનો પરિચય કરાવ્યો કે હું કાબુલનો શાહ છું. જેની પાસે આ વીંટી હશે તે કાબુલમાં આવી મારી પાસેથી અથવા મારા વંશજો પાસેથી ત્રણ ચીજો માગી શકશે.' આ પ્રમાણે કહી તે ચાલ્યો ગયો. મારા પિતા પણ પોતાના તંબુ તરફ ચાલ્યા. રસ્તામાં તેમને એક ચોપડી મળી આવી. તે વાંચવાથી તેમને માલમ પડયું કે તે જાદુઇ કિસ્સાની એક કિતાબ છે. તે દિવસથી તેમને એક જાદુઈ મહેલ બનાવવાની ધૂન લાગી. આ તરફ મારા દાદાના મરણ પછી તેમને કુલ્લ મુખત્યારી મળી ગઈ. અને તેમણે કેટલાક ઉસ્તાદ કારીગરોને એકઠા કરી આ કિલ્લો બનાવવાની શરૂઆત કરી. જે જે વસ્તુઓની હકીકત જેવી રીતની એ કિતાબમાં હતી, તેવીજ રીતની તે તે વસ્તુઓ બનાવવા માંડી. લાકડાનાં એવાં પિંજર બનાવવામાં આવ્યાં કે જેમાં લગાડેલી કળ જો કોઇ ફેરવે તો પિંજરના હાથમાં પકડાવેલા ભાલાઓ ચારે તરફ લાગી જાય ! તે પછી એ ચોપડીમાં લખ્યા પ્રમાણે જવાહીરાત, ઘરેણાં અને હથિયાર બનાવ્યાં અને તેમાં ઝેરના એવા પટ દીધા કે તેનો ઉપયોગ કરનાર–તેને શરીર સાથે લગાડનાર તરતજ મરણને આધીન થઇ જાય ! મતલબ કે ચોપડીમાં જે પ્રમાણે લખ્યું હતું તેજ પ્રમાણે આ કિલ્લો બનાવ્યો

અને તેમાં લખેલા વિધિ પ્રમાણે સર્વ અનુકૂળ સાધનો સાહિત્યો આમાં એકઠાં કર્યાં.

હજુ તો મારા પિતા આ કિલ્લો બનાવી પણ નહોતા રહ્યા; એટલામાં કાબુલનો વૃદ્ધ શાહ મરણ પામ્યો અને તેની જગ્યાએ તેનો નવો વારસ અબ્દુલરહમાન શાહ બાદશાહ થયો. ગાદીએ બેસતાંજ તેણે મારા પિતાની સાથે કુંવારી કન્યાઓ માટે વિદ્રોહ કર્યો. એ તો તને સારી રીતે માલમ હશે કે મારા પિતા એક ન્યાયી બાદશાહ હતા. રૈયતને તે પોતાની પ્રજા સમાન ગણતા હતા. અને રૈયતની આબરૂનું તેમને ખાસ અભિમાન હતું. તેમણે કાબુલના શાહની માગણીનો ઇન્કાર કર્યો. જેના પરિણામે 'જંગ' થયો. મારા પિતા મૃત્યુ પામ્યા! મારા કાકાએ મને પૂછ્યા વિનાજ સલાહ કરી અને જ્યારે કુંવારી કન્યાઓ વાળું એકરારનામું મારી સામે દસ્તખતને માટે રજુ કરવામાં આવ્યું ત્યારે મેં તેના ઉપર સહી કરી નહિ. જે ઘૃણાસ્પદ કામ ન કરતાં મારા પિતાએ મરવું ઉત્તમ માન્યું; તે કામમાં હું કેવી રીતે અનુમતિ આપી શકું? મતલબ કે તેજ દિવસથી મારી અને તેની વચ્ચે વિરોધ પડી ગયો અને તેનું છેવટનું પરિણામ એ આવ્યું કે મને અહીં કેદ કરવામાં આવ્યો પ્રજામાં તેણે મારા ક્યાંય ચાલ્યા જવાની અફવા ફેલાવી.

આટલું સાંભળી કનકલતાએ પૂછ્યું–' શું ત્યારે આપ

અહીં કેદ છો ?'

'અત્યારે તો કેદ નથી, પણ પહેલાં હતો. પછી થોડાજ દિવસમાં નોકર–ચાકરોને મેળવી લઇ નાસી જવાનો પવન ફેલાવ્યો. લોકોની આંખોમાં ધૂળ નાખવામાં આવી હતી, અને જો રૈયતને ખબર પડે તો બંડ જાગે એ ભયથી મારા કાકાએ પણ મૌનનું અવલંબન કર્યું. અર્થાત્ આજ કેટલાએ વર્ષોથી હું વેશ પરિવર્તન કરી આજ કિલ્લામાં રહું છું અને આવા સમયની રાહ જોયા કરૂં છું. ખુદાએ મને આજ એવો દિવસ દેખાડયો છે ! હવે મારા મરહુમ પિતાનો આત્મા ખુશી થશે અને તે મને આને માટે ઇજ્જતની નિગાહથી જોશે કે મેં તેમના બનાવેલાં ઓજારોથી તેમના આત્માને દુભાવનારાઓનો નાશ કરી જહન્નમમાં મોકલ્યા છે !'

આ પ્રમાણે તે વૃદ્ધ વાત કરી રહ્યો હતો એટલામાં તો ઉપરથી એકદમ વેદના અને રૂદનના 'હાય, હાય' એવા અવાજો આવવા લાગ્યા. શાહજાદાએ એ સાંભળીને કહ્યું–'ચાલો, જરા ઉપર જઇને જોઇએ કે ઝેરની અસરથી દુશ્મનો કેવી હાલતમાં તરફડે છે.' એમ કહી તે બન્ને સીડી દ્વારા ઉપર જઇ પહોંચ્યાં. પરંતુ કાતિલ ઝેરે ઘણી થોડી વારમાં એ સઘળાઓના પ્રાણ હરી લીધા હતા ! તેમનાં નિષ્પ્રાણ શબો ઝેરને લીધે લીલાં પડી ગયાં હતાં. તેમને એવીજ સ્થિતિમાં છોડી દફન કરવાનો કાર્યભાર દુર્ગ રક્ષક ઉપર મૂકી 'શાહજાદા' કનકલતાની સાથે શીખોની સેના તરફ ચાલ્યો. શીખ

સેના પોતાના શત્રુને પકડવા સારુ કિલ્લાની છેક નજીક આવી ગઈ હતી. બન્ને જણુ ત્યાં જઇ સેનાપતિ હરિસિંહ તથા કુંવર નૌનિહાલસિંહને મળ્યાં. કનકલતાએ બબરચિંગ તથા મોહન નારાયણુ શાહને પેશાવરના સાચા ઉત્તરાધિકારી ' શાહ-જાદા ' નો પરિચય કરાવ્યો. સઘળી હકીકત જાણી તેમજ સુલતાન મહમ્મદની નિષ્ઠુરતાના સમાચાર સાંભળી હરિસિંહ તથા રાજકુમારને બહુ ક્રોધ ચડયો; પણ તે હવે મરી ગયો હતો. તેનો આત્મા કર્મનાં ફળ ભોગવવા ચાલ્યો ગયો હતો; તેના નામ ઉપર ફિટ્કાર વરસાવવા સિવાય બીજું કાંઇ બને એમ નહોતું. કેટલોએક ઉહાપોહ થયા પછી કુમાર નૌનિ-હાલસિંહે કહ્યું–' બહુ ઠીક થયું કે દુષ્ટ મરી ગયો છે, નહિ તો મેં તેને કઠોરમાં કઠોર દંડ દેવાનો નિશ્ચય કર્યો હતો. ચાલો, કોઇ પ્રકારે એક આર્યદ્રોહીના ભારથી આપણી પવિત્ર પૃથ્વી હલકી તો થઇ ગઇ !'

તે પછી ઘણીવાર સુધી કાબુલના અબ્દુલ રહમાન શાહના સંબંધમાં કેટલોએક વાર્તાલાપ થતો રહ્યો; આખરે જ્યારે સર્વ નિવૃત્ત થયા ત્યારે રાતો રાત તેઓ સેનાઓ સહીત ખૈબરના માર્ગે ચાલ્યા.

# પ્રકરણ ૧૯ મું.

## ખૈબર વિજય.

મોટી સેના આપીને કાબુલના શાહે પોતાના સેનાપતિને આર્યોનો પરાભવ કરવા મોકલ્યો. બબરચિંગની સેના પણ જીવ ઉપર લડવા તૈયાર થઈ રહી હતી. મુસલમાનો જ્યારે શહેરની નિકટ પહોંચ્યા, ત્યારે બબરચિંગે પોતાની સેનાને પાંચ ભાગમાં વિભક્ત કરી તેમના ઉપર ભયાનક આક્રમણ કર્યું. જો કે અફગાન સેના અસંખ્ય હતી અને બબરચિંગના માણસો પ્રમાણમાં તેની સામે ઘણા થોડા હતા; પરંતુ તેઓએ એવું ભયાનક આક્રમણ કર્યું કે અબ્દુલ રહમાનશાહની સેનાને પીઠ દેખાડવાનો સમય આવ્યો. તેઓ મેદાનમાંથી જ્યાં નાસવાની તૈયારી કરતા હતા; ત્યાં તેમની સહાયતા માટે મોટી સેના લઇ એક બીજો સરદાર આવી પહોંચ્યો અને તેણે હતાશ થયેલા મુસલમાનોને નવું ચેતન આપી ઉત્સાહિક કર્યા.

લડાઈનું સ્વરૂપ બદલાઇ ગયું. બન્ને તરફથી ભયાનક કાપાકાપી થવા લાગી. ગગનભેદી રણવાદ્યો અને ઉછળતાં અસ્ત્ર-શસ્ત્રો બહાદૂરોને પ્રોત્સાહન આપવા લાગ્યાં. પરંતુ યુદ્ધના પક્ષકારોમાં અસમાનતા હતી. કયાં કાબુલનો શાહ અને કયાં એક લુંટારાની ટોળીનો સરદાર બબરચિંગ ! છતાં પણ

મંગલ સરદારોએ કાંઈ બાકી રાખી નહિ. એક એક મંગલ ત્રણ ત્રણ ચાર ચાર મુસલમાનોને યમપુરીને માર્ગે મોકલવા લાગ્યા. ધીરે ધીરે મંગલો કપાવા લાગ્યા. બબરચિંગે જોયું કે લશ્કર ક્ષણ ક્ષણમાં ઓછું થતું જાય છે અને એક એક વીર પોતાની વીરતા તથા પોતાનું યુદ્ધ કૌશલ્ય દેખાડી પ્રાણાન્ત કરી રહ્યા છે ? ત્યારે તેણે સરદારોને ધીમે ધીમે પાછા હઠવાની આજ્ઞા આપી.

ધર્માંધ તથા કપટ વગેરેમાં સિદ્ધહસ્ત ખૈબર નિવાસી અફરીદિયોએ મંગલોને જ્યારે પાછા હઠતા જોયા ત્યારે તેમનું સાહસ વધવા લાગ્યું. તેઓએ પાછળથી મંગલ સેના ઉપર ગોળીઓની વૃષ્ટિ કરવા માંડી. મંગલોને માટે એ વખતે ઘણી કઠીનતા ઉપસ્થિત થઇ ગઇ. એક તો સામેના બળવાન શત્રુના હલ્લાને ઝીલવો તેમને માટે હાનિકારક થઇ રહ્યો હતો. અને તેઓજ એવા ભયાનક મારની સામે ટકી શકે ! પરંતુ જ્યારે પાછળથી ખૈબરના આર્યદ્રોહિઓ ગોળીઓનો વરસાદ વરસાવવા લાગ્યા; ત્યારે એમની હિમ્મત તૂટી ગઈ ! પોતાના લશ્કરની એવી દશા જોઇ બબરચિંગ, મોહનનારાયણશાહ, કનકસિંહ કનકલતા વગેરેએ પોતાના જાનની જરા પણ પરવા ન કરતાં વરસતી આગમાં આગળ ધસી

---

* આ જાતિ મંગોલીઆમાં રહેનારી છે. શબ્દ મંગોલ છે. હિન્દુ કાબુલના લોકો મંગળ કહે છે. તેઓ બૌધ ધર્મને માને છે. હજુ પણ તેઓ કોઈ કોઈવાર ફંડ ઉઠાવે છે. બબરચિંગ, બુચિંગ વગેરે એ જાતિનાજ લુંટારા હતા.

સૈનિકોને પ્રોત્સાહન આપવા માંડયું. વળી થોડાએક મંગળ વીરોને લઈ કનકલતા શહેરની નજીકના લશ્કર ઉપર તૂટી પડી. જોતાજોતામાં તેણે સેંકડોને કાપી નાખ્યા. શત્રુનું સૈન્ય અવ્યવસ્થિત તેમજ છિન્ન ભિન્ન થઇ ગયું. જેને જ્યાં રસ્તો મળ્યો તેઓ ત્યાં નાસવા લાગ્યા, મતલબકે મંગલોના એક તરફના આર્યદ્વેષિયોથી નિરાંત વળી; પરંતુ એ સમય એમને માટે મોટી તપસ્યાનો થઇ ગયો હતો ! એવો કોઈ પણ મંગલ બચ્યો નહોતો બચ્યો કે તેના શરીર ઉપર ત્રણ ત્રણ ચાર ચાર ઘા ન હોય ! ચારે તરફ રક્તની ધારા વહી રહી હતી. વીરોના મસ્તકો જે એક વખત ઘણા ઉમંગ અને શૌર્યની સાથે પોતાના શત્રુઓની સામે ઉંચાં થતાં હતાં, તેઓ આજ પદ-દલિત થઇ રહ્યાં હતાં ! તેમની ઉપર વીરતાને સ્થાને મ્લાનતા છવાઈ ગઈ હતી. જમીન ઉપરના રુધિર-કર્દમમાં તેમને સ્થાન મળ્યું હતું ! આ યુદ્ધમાં મંગલોએ જે કામ કર્યું તેની તુલના કાર્થેજના યુદ્ધની સાથે થઇ શકે તેમ છે. પ્રત્યેક મંગલ આ યુદ્ધમાં પોતાનું આત્મીય યુદ્ધ સમજીને સ્વદેશ પ્રેમથી લડી રહ્યો હતો. દરેકને આત્મ ગૌરવની અભિરૂચિ વેગવતી થઈ ગઇ હતી, આત્મોદ્ધાર અને રાષ્ટ્રોદ્ધારના વિરલ મંત્રોથી પ્રત્યેક જણ દીક્ષિત થઇ રહ્યો હતો. अर्थं साधयामि वा देहं पातयामि એવોજ નિશ્ચય સૌએ કર્યો હતો ! જ્યાં મંગલો આ પ્રમાણે આત્મ નિશ્ચયથી વ્યૂહ બાંધીને રક્તની ધારા વહાવી રહ્યા હતા, એટલામાં ત્યાં

એક તરફથી ભિષણુ વાદ્ય ધ્વનિ આવવા લાગ્યો. શીખોનો વિજય ઝુંડો એક ક્ષણમાંજ ત્યાં ઉપસ્થિત થયો. ધીમે ધીમે શીખ સેના નિકટ આવવા લાગી અને 'વાહ ગુરુકી ખાલસા' 'વાહ ગુરુકી ફતેહ!' ના વિકટ ધ્વનિયોથી સમગ્ર સમરભૂમિ શબ્દાયમાન થઇ રહી. મંગલોએ જોયું તો શીખ સેનાએ એકાએક ભીષણુ આક્રમણુ કર્યું છે. સૂર્યનારાયણુના પ્રકાશમાં તેમની તરવારો ચમકી રહી છે. બરછીઓ અને ભાલાઓ ઉછળી રહ્યાં છે. જોતજોતામાં તેમણે યુદ્ધ સ્થળમાંથી ઘાયલ થએલા તથા થાકી ગયેલા મંગલોને પાછળ કરી તેમની જગ્યા પોતે લીધી. અને આગળ વધી અફગાનિયોને તરવારોની ધારો ઉપર તથા ભાલાની અણીઓ ઉપર લઇ લેવા માંડયા!

લડાઇનું સ્વરૂપ એ ભીષણુ આક્રમણુની સાથેજ પલટાઈ ગયું. જોતજોતામાં હજારો અફગાન સિપાઇઓ ભૂતલશાયી થઇ ગયા! જે અફગાનો આગળ વધતા તેમને 'હરિસિંહની ફતેહ!' 'કુંવર નૌનિહાલસિંહની જય!' 'વાહ ગુરુની ખાલસા!' વગેરે નાદ કરનારા સૈનિકો શિર વિહીન કરી 'જહન્નમ' માં પહોંચાડી દેતા હતા! થોડીજ વારમાં મામલો તદ્દન ફરી ગયો. જે વિકટ સમય ક્ષણુ વાર પહેલાં મંગલોને માટે ઉપસ્થિત થયો હતો તે અત્યારે અફગાનિયોને માટે થઇ ગયો! શીખો આગળ વધવા લાગ્યા અને અફગાનિયો તેમના પ્રહારો ખમતા,

ઘાયલ થતા તેમજ મૃત્યુવશ થતા પાછળ હઠવા લાગ્યા. આખરે તેઓ છેક શિથિલ થઈ ગયા. પ્રસિદ્ધ વીર મહારાજા રણજીતસિંહના યોદ્ધાઓના અસીમ પરાક્રમ આગળ તેઓ ટકી શકયા નહિ. પરિણામ એ આવ્યું કે શીખોની સામે અફગાન લોકો જે તરફ પીઠ કરીને આવ્યા હતા તે તરફ મોઢું કરીને–વિમુખ થઇને સમર ભૂમિમાંથી નાશી નીકળ્યા અને ચારે તરફ શીખોની વિજયપતાકા ફરકવા લાગી.

ઇતિહાસમાં આ યુદ્ધની સાલ ઇ.સ. ૧૮૩૫ ની છે. અફગાનિયો રણભૂમિમાંથી નાઠા કે હરિસિંહ નલવાને કુમાર નૌનિહાલસિંહે તેમની પાછળ પડવા કહ્યું. હરિસિંહે પાછળ પડીને તેઓને એવા માર્યા કે આજ સુધી એ પ્રાંતમાં એનું નામ ‘ હૌવા ’ તરીકે પ્રખ્યાત છે ! ત્યાંની સ્ત્રિયો પોતાનાં બાળકોને એનું નામ લઇને ડરાવે છે, અને તેઓને એના નામથી ભયભીત કરી પોતાની આજ્ઞા પ્રમાણે ચલાવે છે ! યુદ્ધની પૂર્ણાહુતિ થયા પછી પણ સીમા પ્રદેશમાં કેટલાક દિવસો સુધી કાપાકાપી ચાલી. સરદાર હરિસિંહ નલવો પેશાવરમાં લશ્કરના મુખ્ય સેનાપતિ તરીકે રહ્યો. ખૈબરની ગાળી ઉપર નીઘા રખાય એટલા માટે તેણે જમરૂદ આગળ એક મજબુત કિલ્લો બાંધ્યો અને ત્યાં ૮૦૦૦ માણસનું લશ્કર લઇને રહ્યો. શીખોનું એ વખતે પૂરેપૂરૂં સામ્રાજ્ય જામ્યું હતું. બુધસિંહ, અમરસિંહ, ખુશાલસિંહ, રામસિંહ વગેરે બહાદૂર સરદારો લાહોરના

દરબારમાં હતા. રણજીતસિંહમાં લશ્કરી ચાતુર્ય ઘણું હતું; જેટલી કુશળતા એનામાં હતી તેટલીજ એના પ્રત્યેક મોટા સરદારમાં હતી. જો કે શીખ નામે દરેક બાળક પણ સ્વતંત્ર મિજાજનું હતું. એટલે શીખપ્રજાને પરતંત્રતામાં બંધાઈ રહેવું પસંદ નહોતું છતાં રણજીતસિંહે કવાયતવાળું એક જબરૂં લશ્કર ઉભું કર્યું તે પોતાની ઉત્તમ ચતુરાઈથીજ. તેના તમામ સરદારોમાં હરિસિંહ નલવો ઘણો પ્રખ્યાત હતો. એના ઉપર રણજીતસિંહની બહુ પ્રીતિ હતી. એ ગુજરાનવાલા શહેરમાં જન્મ્યો હતો. મહારાજા તેને પ્રત્યેક વિકટ લડાઈમાં સેનાપતિ બનાવતા. પ્રથમ તે હઝારાનો સુબો થયો હતો અને પાછળથી પેશાવરના અફ્રીદિયોનો નાશ થતાં તે ત્યાંનો સુબો બન્યો, ચારે તરફ શાંતતા પથરાતાં તેણે ઘાયલ અને અશક્ત થઈ ગએલા મંગલોને આજીવિકાનો બંદોબસ્ત કરી આપ્યો. મહારાજાના નામથી તેણે સરહદના પ્રાંતોમાં શીખ–સામ્રાજ્યની આણ વર્તાવી. અને પ્રજાને સદાને માટે મુસલમાનોના અત્યાચારથી મુક્ત કરી ખૈબરમાં સંપૂર્ણ વિજય પ્રવર્તાવ્યો.



## ઉપસંહાર.

આપણી આ નવલકથા અહીં પૂરી થાય છે, તેમાંના મુખ્ય મુખ્ય બનાવોનું વર્ણન આગળના પરિચ્છેદોમાં થઇ ગયું છે. હવે તેમાંના કેટલાંક પાત્રોની હકીકત જે બાકી છે; તેને માટેજ આ ઉપસંહારની અવતારણા કરવી પડે છે. હિન્દના પ્રાચીન ઇતિહાસમાં જો કોઇ પ્રજાઓ બહાદુરમાં બહાદુર, સહાસિકમાં સાહસિક, બળવાનમાં બળવાન, દ્દઢમાં દ્દઢ અને નિમકહલાલમાં નિમકહલાલ હોય તો તે માત્ર બેજ છે. એક રાજપૂત અને બીજી શીખ પ્રજા, એ બે પ્રજાના ઇતિહાસ એટલે સ્વદેશ ભક્તિનાં, સ્વાર્પણનાં, વીરતાનાં, ધર્મનાં અને સાહસિકતાનાં જ્વલંત દૃષ્ટાન્તો ! એ બે પ્રજાઓનો વિજય એટલે શાંતિ ભર્યું, ઉત્સાહ પ્રેરતું, રાષ્ટ્રોદ્ધારક સ્વરાજ્ય ! ! એ બે પ્રજાઓ ઉપરનો જૂલ્મ—અત્યાચાર એટલે રાષ્ટ્રોચ્છેદન, સમાજોન્મુલન, અને કટકાકીર્ણ રાજ્ય સંચલન ! ! ! કોઇપણ બાદશાહ અગર નવાબ એ બે પ્રજાઓને છંછેડીને સુખે રાજ્ય ચલાવી શકયો હોય એવું ઇતિહાસ ઉપરથી સાબીત થતું નથી. ઉલ્ટું આર્યોની સાથે વૈમનસ્ય રાખવાથી ઘણા બાદશાહોની બાદશાહી—ઘણા સુલતાનોની સલ્તનત ધૂળમાં મળી ગઇ છે ! રાષ્ટ્રના ડાબા—જમણા અંગો જેવી હિન્દુ અને મુસલમાન પ્રજાઓ ધર્મના ખોટા ઝનૂનથી પરસ્પર વિદ્વેષ વધારી—એક બીજાના રક્તની નદીઓ વહેડાવી ભારત રાષ્ટ્રનો અધઃપાત કરી રહી હતી, એ ઘટના

જ્યારે સ્મરણમાં આવે છે ત્યારે આ દેવ ભૂમિમાં એવા દ્વેષાનલનું પ્રકટવું કેવળ ભાગ્યદેવીના વિલક્ષણ ચમત્કારથીજ થયું હતું એમ કહ્યા સિવાય ચાલતું નથી ! હિન્દુ મુસલમાન વચ્ચે બન્ધુત્વ વધારી એકતાની અનુપમ ગ્રંથીમાં બંધાવવાના ઉદ્દેશવાળો શીખ સંપ્રદાય પણ પાછળથી ઝનૂની બની મુસલમાનોનો વિરોધી બની ગયો અને ગુરુ નાનકની એ ઉભય શિષ્ય-પ્રજાઓએ પશ્ચિમ ભારતની પવિત્ર ભૂમિને લોહીથી રંગી એ ઘટના પણ દૈવની અનેક વિલક્ષણ ઘટનાઓમાંની એક છે એમ કહેવું પડે છે.

અસ્તુઃ આ યુદ્ધમાં જો કે મંગલોએ અદ્ભુત શુરત્વ અને પરાક્રમનો પરિચય કરાવ્યો હતો; પરંતુ તેઓને હાનિ પણ ઘણી વેઠવી પડી હતી. તેમના મોટા મોટા વીર સરદારો આ સમરાગ્નિમાં ભસ્મ થઈ ગયા હતા ! વાસ્તવિક રીતે કહીએ તો તેમની જાતિનું બીજ આ રણયજ્ઞમાં હોમાઇ ગયું હતું ! પરિવારમાં પ્રાયઃ કેવળ સ્ત્રીઓ સિવાય બીજું કોઇ રહ્યું નહિ. મંગલ જાતિ અફગાન પ્રાંતમાં મોટી અને જોરાવર મનાતી હતી; કિન્તુ આ યુદ્ધમાં તેમનો એટલો નાશ થયો કે પુનઃ એવા ભીષણ યુદ્ધનો પ્રસંગ ઉપસ્થિત થયો નહિ. જે હિસાબે પ્રમાણમાં મંગલોની ક્ષતિ થઇ, તેજ હિસાબે પ્રમાણમાં અફગાનિયોનો પણ ઘાણ નીકળી ગયો ! આ ઠેકાણે એ કહી દેવું નિષ્પ્રયોજનીય નહિ થાય કે જેટલી સેના કાબુલથી આવી હતી તેના ચોથા ભાગની સેના પણ પણ નાશીને ત્યાં પહોંચી નહિ.

મહારાજા રણજીતસિંહે જે વખતે સંપૂર્ણ સમાચાર સાંભળ્યા, તે વખતે તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેમણે બખરચિંગને માટે ઘણો ઉપહાર મોકલ્યો. તેમની આજ્ઞા પ્રમાણે સર્વ ઘાયલોના આરામ થયા પછી ખૈબરમાં કુંવર નૌનિહાલસિંહની અધ્યક્ષતા નીચે એક ભારે દરબાર ભરાયો. મહારાજા રણજીતસિંહની મોકલેલી સઘળી વસ્તુઓ બખરચિંગને બક્ષીસ આપવામાં આવી; ઉપરાંત તે જાતિને માટે એક સારી જાગિર આપીને કુંવરે તેની પ્રતિષ્ઠામાં સારો વધારો કર્યો !

'શાહજાદા' ની જેટલી પૈતૃક–સમ્પત્તિ સુલતાન મહમ્મુદે છીનવી લીધી હતી, તેનો મોટો ભાગ કુંવરે તેને પાછો આપ્યો અને શાહ પેશાવરની ઉપાધિથી તેને વિભૂષિત કરી હરિસિંહ નલવાની દેખરેખ નીચે સીમા પ્રદેશ ઉપર મૂકયો. મોહનનારાયણશાહ તથા કનકસિંહના આત્મત્યાગની પણ કુમારે ઘણીએક પ્રશંસા કરી અને તેમને પેશાવર પ્રાંતનાં કેટલાંક ગામો જાગિરમાં આપ્યાં. મતલબ કે જેને જે યોગ્ય હતું, અથવા જેણે જે પ્રકારનો આત્મત્યાગ કર્યો હતો, તથા આર્યભાઈઓ ઉપર ઉપકાર અને શત્રુના દમનમાં ભાગ લીધો હતો, તેનું તે પ્રકારે કુમારે સન્માન કરી ગૌરવ વધાર્યું. તે પછી સભા વિસર્જન કરવામાં આવી.

ખૈબરમાં તે વખતે હવા સારી નહોતી, તેથી કુમાર નૌનિહાલસિંહ હરિસિંહને ત્યાં મૂકી લાહોર ગયો.

પોતાના વીરોને આરામ થયા પછી બબરચિંગ સર્વને પ્રેમથી ભેટી પોતાના સ્થાનમાં ચાલ્યો ગયો. પેશાવરમાં કોઈ પ્રકારના ઉપદ્રવની આશંકા નહોતી, તેથી કનકસિંહ, તથા મોહનનારાયણશાહ પોતપોતાની જાગીરોમાં ચાલ્યા અને ત્યાં આનંદથી જીવન વ્યતીત કરવા લાગ્યા. એક સમય એવો હતો કે ગોવિન્દનારાયણશાહે પોતાના પુત્ર મોહન-નારાયણ શાહને બહુજ કડવાં વચન કહ્યાં હતાં અને તેનું મરી જવું ઉત્તમ માન્યું હતું; કિન્તુ જ્યારે મોહનનારાયણશાહે પોતાના બાહુબળ અને સ્વાવલમ્બનથી એક મોટી જાગીર પ્રાપ્ત કરી છે એમ તેણે જાણ્યું ત્યારે તેણે આનંદથી પુત્રની પાસે જઈ તેને આલિંગન આપ્યું. પછી તેની પ્રેમિકા કુન્દ-નની સાથે તેના વિવાહ કરી આપી ચિરકાળને માટે તેને આનંદિત કરી દીધો. કનકલતાનાં સગાં–વહાલાંઓ કે જેને દુષ્ટ પૈનખાં તથા સુલતાન મહમ્મદે ઘણી યંત્રણાઓ આપી હતી તેઓ આવીને તેને મળ્યાં. અને જાગીર મળ્યાના આનં-દમાં તેઓ પોતાનું પૂર્વ દુઃખ ભૂલી ગયાં.

શાહજાદાએ કાયમ તથા મહતાબની સ્વામી સેવા તથા અચળ ભક્તિ જોઇને કનકસિંહની પાસેથી તેમને માગી લીધાં. જો કે કનકલતાને મહતાબને છોડવાની ઈચ્છા હોતી; પણ શાહજાદાના આગ્રહને તેમનાથી માન આપ્યા સિવાય ચાલ્યું નહિ. બિચારી મુંદર–પિડિતા મુંદર પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે કનકસિંહ તથા કનકલતાની પાસેથી વિદાય

થઈ શ્રી વિશ્વનાથપુરીમાં આવી અને ગંગાતટ ઉપર એક રમણીય કુટીર બનાવી શ્રી હરિહરનાં ગુણ કીર્ત્તન કરી કાળ નિર્ગમન કરવા લાગી ! મતલબ કે મહારાજા રણજીતસિંહના ઉદ્યોગ અને બખરચિંગના પરિશ્રમથી સીમા પ્રાંતમાં સુખ-સ્વતંત્રતા છવાઈ ગઈ. પેશાવર પ્રાંતના આર્યોનું કષ્ટ સદાને માટે જતું રહ્યું. શું આર્ય કે શું અનાર્ય સર્વ કોઇ પંજાબ કેશરીમહારાજા રણજીતસિંહના રાજ્યની શીતળ છાયામાં આનંદ સહિત દિવસો વ્યતીત કરવા લાગ્યા. અને આજ સુધી એ કુંવારી કન્યાઓવાળી ચિરનિન્દનિય પ્રથાનું પુનઃ નામ પણ ન સંભળાયું.

સંસારમાં સ્વાધીનતાની પૂર્ણ આકાંક્ષા-સ્વતંત્રતાની અનિવાર્ય ઈચ્છા પ્રકટયા સિવાય વિભૂતિવન્તુ જીવન થઇ શકતું નથી. મોગલ શહેનશાહતના પડી ભાગવાથી જે કેટલાક રાજાઓ હયાતીમાં આવ્યા હતા તેમાં શીખ રાજના સ્થાપક રણજીતસિંહ કરતાં બીજો કોઇ વધારે નામાંકિત રાજા થયો નથી ! સ્વતંત્રતાની દુર્દમનીય શક્તિનો આવિર્ભાવ થતાં સાધનહીન મનુષ્યો પણ અસાધ્ય કર્મો કરવા પ્રેરાય છે તો પછી ગુરુ ગોવિંદસિંહ જેવાએ ઉત્સાહિત કરેલી શીખ પ્રજામાં રાષ્ટ્રોદ્ધારના મંત્રો ફૂંકી તેમને કાર્યક્ષેત્રમાં પ્રેરવી એ રણજીતસિંહ જેવાને માટે અસાધ્ય ગણાય નહિ ! શીખોનો જુસ્સો મંગલોમાં પણ ઉતર્યો હતો અને હિન્દુ પ્રજા તો મુસલમાનોના અત્યાચારથી કંટાળેલી જ હતી. આમ કારણ

પરંપરાએ પશ્ચિમ હિન્દમાં વિદ્રોહ પ્રકટયો હતો, જે આપણે પ્રસ્તુત નવલકથામાં જોઇ ગયા છીએ. મુસલમાનોની હદ ઉપરાંતની ધર્માંધતા તથા અત્યાચારને લીધે તેમનો વિનાશ થયો, દગો, ફટકો, જોર જૂલમ અને ખૂના મરકીથી રાષ્ટ્રમાં અરાજકતા થઇ અને શાન્તિ પ્રિય હિન્દુપ્રજાએ પરીણામે ન્યાય, નીતિ, દયા અને બળથી પાછું નવીન રાજય સ્થાપ્યું; એ ઘટના ઇતિહાસના એક સત્ય સિદ્ધાન્તને વ્યક્ત કરે છે કે રાજયોનો નાશ ભાવીની અસ્થિરતાને લીધે થતો નથી, પણ તે રાજ્યનો સ્થાપક પોતે પોતાને હાથે પોતાનો નાશ વહોરી લે તોજ તેનો નાશ થાય છે. મુસલમાનોએ ઉદાર રાજનીતિથી હિન્દુઓ ઉપર પ્રેમ અને સહાનુભૂતિ દાખવ્યાં હોત તો તેમનું રાજય સુદૃઢ થાત; પણ ભાવીના અકલિત વિધાનને કોણ જાણી શકે ? ભાગ્યહીન ભારતને પરતંત્રતામાં રહેવાનુંજ નિર્માએલું હશે તેથી તેના ઇતિહાસમાં એવાં સ્વરૂપો આલેખાયાં છે. અત્યારે બ્રિટિશ શહેનશાહતમાં પ્રજા રાજયભક્ત અને સંતોષી છે અને જો તેઓ ન્યાય અને દયાના બળે અમલ ચલાવે જશે તો તેમની શાસક–સત્તા ચિરંજીવ થશે. પ્રભો ! એવા ન્યાયી રાજ્યનો યશ–સૂર્ય અમર તપો !!



રસિક, મનોરંજક, લાયબ્રેરીમાં રાખવા યોગ્ય નવલ-
કથાઓ તથા બીજાં ઉપયોગી પુસ્તકોનું સંક્ષિપ્ત

# સૂચિપત્ર.

સઘળી જાતનાં પુસ્તકો મળવાનું ઠેકાણું:-
**કચરાભાઇ વનમાળી પટેલ.**
બુકસેલર અને પબ્લીશર.
મ્હોટી હમામ—અમદાવાદ.

Kachrabhai Vanmali Patel.
**Bookseller & Publisher,**
**Moti Hamam, AHMEDABAD.**

**વાંચવા લાયક નવલકથાઓ.**

| | |
|---|---|
| કાળરાત્રિનું ખૂનીખંજર ભા. ૧ (સચિત્ર) | રૂ. ૨-૦-૦ |
| કાળરાત્રિનું ખૂનીખંજર ભા. ૨ સચિત્ર | રૂ. ૨-૮-૦ |
| જુલ્મી જાલિમ યાને ધ્રુજતી ધરા સચિત્ર | રૂ. ૨-૮-૦ |
| ઝેરી જમાનો... ... ... | રૂ. ૨-૦-૦ |
| રણઘેલા રજપૂતો યાને સતીઓનું શૂરાતન ભાગ ૧ લો (સચિત્ર) | રૂ. ૧-૧૨-૦ |
| રણઘેલા રજપૂતો ભાગ ૨ જો સચિત્ર | રૂ. ૨-૦-૦ |
| મધુ-માલતી (સચિત્ર) ભાગ ૧-૨ | રૂ. ૩-૦-૦ |
| ચૂડેલનો ચમત્કાર સચિત્ર. | રૂ. ૨-૮-૦ |
| રાજપુતોની રાજ્ય લક્ષ્મી છપાય છે. | રૂ. ૧-૮-૦ |

હુમ્મેશાં યાદ રાખવા યોગ્ય

## સૂચના.

કોઇપણ વખતે કોઇ પણ પુસ્તકની જરૂર પડે ત્યારે અમદાવાદમાં પ્રસિદ્ધ થએલી અમારી દુકાને એકવાર ઓર્ડર આપી ખાત્રી કરવા ખાસ ભલામણ કરીએ છીએ. બહાર ગામના ઓર્ડરો બહુજ કાળજીપૂર્વક અને તાકીદે રવાના કરી ગ્રાહકોને સંતોષ આપવામાં આવે છે તેની નોંધ લેવાનું વિસરશો નહિ.

હિન્દુસ્થાનની બહાર એટલે અમેરીકા આફ્રિકા વગેરે સ્થળે વી. પી. જઇ શકતાં નથી માટે અગાઉ અવેજ મોકલવો.

## ( જાણવા જોગ નિયમો ).

૧. પુસ્તકો મંગાવનાર ગૃહસ્થોએ પોતાનું નામ, ઠામ, ઠેકાણું, ગામ, પોષ્ટ, જીલ્લો વગેરે પૂરેપુરૂં સાફ અક્ષરથી દર વખતે લખતા રહેવું.

૨. પચીસ રૂપીઆનાં પુસ્તકો સામટાં આ લીષ્ટની અંદરથી મંગાવનારને રૂપીઆ ૫ ની કીંમતનાં પુસ્તકો કમીશનમાં અમારી પસંદગીનાં આપીશું.

૩. પંદર રૂપીઆનાં પુસ્તક એકી વખતે મંગાવનારને રૂપીઆ ત્રણની કીંમતનાં કમીશનમાં આપીશું.

૪. દશ રૂપીઆની કીંમતનાં મંગાવનારને રૂપીઆ એની કીંમતનાં કમીશનમાં આપીશું.

પુસ્તકો મળવાનું ઠેકાણું:—

## કચરાભાઇ વનમાળી પટેલ.

મ્હોટી હમામ–અમદાવાદ.

# તૈયાર છે ! સચિત્ર નવલકથા !!

## નવા જમાનાનો નવીન પ્રકાશ.

# કાળરાત્રિનું ખૂની ખંજર.

### ભાગ ૧ લો—(ચોથી આવૃત્તિ.)

લેખક, **સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.**

સ્વપ્નમાં પણ નહીં આવેલા, કાને નહીં સાંભળેલા, આંખે નહીં દેખેલા એવા એક એકથી સરસ ચમત્કારિક બનાવોનું વર્ણન આ નૉવેલની સર્વોત્તમતાનું ભાન કરાવી, વાંચકોનાં હૃદય કોમળ અને પવિત્ર બનાવે છે. અબળા કે પ્રબળા? સાસરવાસ કે નરકવાસ? સફેદ પુરુષ, ઝેરી અંગુઠી, ક્રોધની જ્વાળા–કોપેલી કાળરાત્રિ, પત્ની કે પિશાચિની? નિર્દોષપર ઝઝુંમતું ખંજર, કિલ્લામાં કેદી, ભયંકર આગ–ઈ. અનેક વિષયોથી ભરપૂર. **સોનેરી નામ, પાકું બાઇન્ડીંગ. ગ્લેજ કાગળ, પૃષ્ઠ સંખ્યા ૩૨૦** છતાં કીં. માત્ર ૨–૦–૦ છે.

## ભયંકર ભેદભરમનો ભંડાર.

# સચિત્ર કાળરાત્રિનું ખૂની ખંજર.

**ભાગ ૨ જો (આવૃત્તિ ત્રીજી)**–પ્રથમ ભાગના જેટલોજ આ ભાગ રસમય, અને આકર્ષક બન્યો છે. એટલુંજ નહિ પણ પ્રથમ ભાગથી પણ ઉત્તમ બન્યો છે. પહેલા ભાગમાં ગુપ્ત રહેલી હકીકત બીજા ભાગમાં પૂર્ણ થાય છે. પ્રમિલા અને મહેન્દ્રનાં અત્યંત વીરતાભર્યાં ચમત્કારિક પરાક્રમો તેમજ કનક અને કાન્તાની કરુણારસિક કહાણી વાંચતાં વાંચતાં વાંચકો જ્ઞાન અને નીતિના મહાસાગરમાં ગોથાં ખાય છે. **પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૫૦** કીં. ફક્ત **રૂ. ૨–૮–૦**

## વીરનરોનાં પરાક્રમોથી પરિપુર્ણ સચિત્ર નવલકથા

# રણઘેલા રજપૂતો

## અથવા **સતીઓનું શૂરાતન.**

**ભાગ-૧ ( ૩ જી આવૃતિ છપાય છે. )**

લેખક, **શ્રીયુત વ્રજલાલ જાદવજી ઠક્કર.**

આ નવલકથામાં રણશૂરા રજપૂતોનાં જગવિખ્યાત અને અંતરમાં આશ્ચર્ય ઉપજાવે એવાં અદ્દભુત પરાક્રમો, સતી સ્ત્રીઓની શૂરવીરતા અને સ્વદેશભક્તિ, અબળાના અંતરનો અદ્વિતીય અનુરાગ યુદ્ધભૂમિનું પ્રચંડ સ્વરૂપ, યવન શહેનશાહની વિલાસપ્રિયતા, છળ કપટના વિવિધ પ્રસંગો, હૃદયને ભેદી નાંખે એવા ખુની મામલાઓ, વાંચતાં તમે તન્મય બની જશો. બન્ને ભાગ જૂદા બંધાવેલા છે. લાયબ્રેરીને શોભાવે એવાં સુંદર સોનેરી પાકાં પૂઠાં છે. દરેક ભાગની પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૫૦ છતાં કીંમત રૂ. માત્ર ૨—૦—૦

# રણઘેલા રજપૂતો ભાગ ૨ જો.

( સુધારા વધારા સાથે **સચિત્ર બીજી આવૃત્તિ** )

યવનોની કુટિલ રાજનીતિ, પ્રણયીજનોનો વિશુદ્ધ પ્રેમ, સ્વદેશ દ્રોહી નરપિશાચનાં કુટિલ કારસ્થાન, વિષયલંપટતાનું પરિણામ, સ્વદેશોદ્ધારના સિદ્ધાંત વગેરેથી આ બીજો ભાગ પણ સર્વ જનસમાજમાં પ્રશંસનીય થયો છે. વડોદરાથી પ્રસિદ્ધ થતું '**સાહિત્ય**' જણાવે છે કે, '**આ જમાનામાં આ નવલકથા દરેક દેશભક્તે વાંચવી જોઇએ**' પૃષ્ઠ સંખ્યા ૩૦૦, સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, પાકું પૂઠું; છતાં મૂલ્ય માત્ર રૂ. ૨—૦—૦

અત્યંત મનોરંજક, ચિત્તહર, જ્ઞાનોત્તેજક અને બોધક વિષયોથી પરિપૂર્ણ સુંદર ચિત્રોથી સુશોભિત સામાજિક નવલકથા.

# મધુ-માલતી અથવા

## વીસમીસદીનું વિશ્વદર્શન !

લેખક, શ્રીયુત વ્રજલાલ જાદવજી ઠક્કર.

સ્વતંત્રતા અને સુધારાના આડાડંબરથી એક બાળિકા સંસારમાં અધર્માચરણ આચરી કેવી સ્વેચ્છાચારી બની જાય છે, ધર્મશૂન્ય કેળવણીનું કેવું અનિષ્ટકારક પરિણામ આવે છે, એક સુશિક્ષિતા સ્વ-ધર્મપરાયણા બાળિકા પોતાના સ્ત્રીજીવનની સાર્થકતા કેવી રીતે કરે છે, વીસમીસદીના અર્ધદગ્ધ યુવકો પ્રેમના બદલે માયાની જાળમાં ફસાઈ અંતે કેવા દુઃખી થાય છે વગેરે વિષયોથી પરિપુર્ણ છે. પૃષ્ઠ સંખ્યા ૨૨૫, મનહર છપાઈ, સોનેરી પાકું પુઠું છતાં કીં. માત્ર ૧–૮–૦

# મધુ-માલતી ભાગ ૨ જો.

આ નવલકથાનો બીજો ભાગ પહેલા ભાગ કરતાં પણ વિશેષ રસિક, મનોહર અને બોધક થશે. પહેલા ભાગમાં અપૂર્ણ રહેલા વિષયોનું વિવરણ બીજા ભાગમાં આપવામાં આવ્યું છે. સ્વેચ્છાચારિણી સુંદરીઓનો સ્વચ્છંદાચાર, આદર્શ વિધવાનું કર્તવ્ય, ધર્મ જ્ઞાન-શૂન્ય યુવકોની મોહમાં પડવાથી થતી પાયમાલી અને ખાનાખરાબી, સતી સાધ્વીની સતીત્વ પ્રીતિ, મુંબાઈના શરીફ બદમાશોનાં હૃદયને કંપાવી મૂકે એવાં અદ્ભુત કારસ્થાન વગેરે વિષયોથી ભરપૂર છે. સોનેરી પાકું પૂઠું, મનહર છપાઈ; છતાં મૂલ્ય ૧–૮–૦

**મનોરંજક, બોધદાયક અને જ્ઞાનોત્તેજક નવલકથા**

છપાય છે! નામ નોંધાવો! છપાય છે!

# ઝેરી જમાનો

## ભાગ ૨ જો.

આ પુસ્તક અવશ્ય દરેકે વાંચવુંજ જોઇએ. લાયબ્રેરીઓમાં, ઘરમાં, બંગલાઓમાં, ગરીબોની ઝુંપડીઓમાં પણ આ પુસ્તક રહેવું જોઇએ કે જેથી અપૂર્વ જ્ઞાન—સદ્બોધ ગ્રહણ કરી શકાય. ગતકાળમાં થઈ ગયેલા ઠગ—ફાંસીઆઓ કેવાં ભયાનક કામો કરી નિર્દોષ મુસાફરોને દગાથી મારી નાખી હરામનું દ્રવ્ય પડાવી લે છે, મકાનોમાં ભયંકર કર્મો કરવાનાં ગયબી સ્થળો, ભયાનક ભોંયરાં, વિક્રાળદેવીની મૂર્તિ વગેરે દ્રશ્યના વાંચનથી હૃદય પણ ક્ષણભર સ્તબ્ધ બની જાય. આ ઉપરાંત ભાગ્યહીન પતિ પત્ની કેવાં અસહ્ય સંકટો સહન કરે છે, બે પત્નીઓ કરવાથી સંસાર કેવી રીતે સ્મશાનવત્ બને છે, લાડી વાડી અને ગાડીમાં ફરતા શ્રીમાનોના ઉછૃંખલ યુવાનો ઉપરથી સારા દેખાઇ અંદરથી કેવા પૈશાચિક હૃદયના હોય છે, સતી સાધ્વી સન્નારીઓ દુઃખના ડુંગર ટળે દટાવા છતાં શીયળ કેવી રીતે સંભાળે છે, ઠગો ફાંસીઆઓનો નાશ કરવાને સુચતર અંગ્રેજ અમલદારો કેવી બહાદુરી બતાવી દુઃખી પ્રજાનું રક્ષણ કરે છે વગેરે વાંચતાં તમારા હૃદયમાંથી આશ્ચર્યજનક પોકારો સ્વભાવિક રીતે જ નીકળશે. આ નવલકથા પૂર્ણ વાંચ્યા વિના કાંઈ પણ કાર્ય સૂઝશે નહિ. દરેકને આ પુસ્તક વાંચવાની ભલામણ છે. સુંદર છપાઇ, ગ્લેજ કાગળો સાથે દળદાર પુસ્તક છતાં **મૂલ્ય માત્ર રૂ. ૨—૦—૦.**

**બુકસેલર કચરાભાઇ વનમાળી પટેલ.**

મોટીહમામ—અમદાવાદ.

ડિટેકિટવ નવલકથા! રહસ્ય તેમજ ભેદનો ભંડાર!!

# ચુડેલનો ચમત્કાર

આ નવલકથામાં જે બનાવોનું વિવરણ આપેલું છે એ બનાવો એટલા બધા અદ્‌ભુત, રહસ્યમય અને ભેદ ભરેલા છે કે પુસ્તક વાંચવા હાથમાં લીધા પછી પડતું મૂકવાનું મન થશે નહિ. દિગ્વિજયસિંહ સરદારનું સુવિખ્યાત ઇમ્પીરીઅલ હૉટલમાં ખૂન થવું, ખૂનીની શોધ કરવા માટે ડિટેકિટવ દુર્ગાપ્રસાદે ઉઠાવેલો અથાગ શ્રમ, ખૂનની તપાસ દરમ્યાન બીજું ખૂન થવું અને ખૂનીનું અજાયબીભરી રીતે અદૃશ્ય થઈ જવું. પત્નીએ પિશાચિની કિંવા ચુડેલનું સ્વરૂપ ધારણ કરી પોતાની ઇચ્છા તૃપ્ત કરવા માટે છેવટ સુધી બતાવેલા ચમત્કાર, કવિ કેશવકાન્તનું આત્મહત્યા કરવા તત્પર થવું અને એ પ્રસંગે આકસ્મિક યોગાયોગથી તેના જીવનનું ભેદ ભરેલી રીતે રક્ષણ થવું, શરીરના યુવરાજનું ભેદી જીવન, સભ્ય લૂંટારા દિગ્વિજયસિંહ જેલમાં બેઠે બેઠે કરેલાં બહાદુરીનાં કાર્યો વગેરે અદ્‌ભુત બનાવોનું ભેદ ભરેલું વર્ણન આ નવલકથામાં કરવામાં આવેલું હોઈ પુસ્તક સંપૂર્ણ વાંચ્યાં સિવાય ખૂની કોણ છે એ સમજી શકાતું નથી. **ત્રણ સુંદર ફોટોગ્રાફિક ચિત્રોથી** આ નવલકથાને વિશેષ મનોહર બનાવવામાં આવી છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૫૦ પાકું સોનેરી પૂઠું મૂલ્ય માત્ર રૂ. ૨–૮–૦

**કચરાભાઇ વનમાળી પટેલ.**
બુકસેલર અને પબ્લીશર,
મ્હોટી હમામ—અમદાવાદ.

તૈયાર છે! અદ્ભુત નવલકથા તૈયાર છે!

# જુલ્મી જાલિમ યાને ધ્રુજતી ધરા.

**સચિત્ર સુધારા વધારા સાથે આવૃતિ બીજી.**

રાજસત્તાના મદમાં મદાંધ થઈ જુલ્મી રાજા કેવા હૃદયદ્રાવક જુલ્મ ગુજારે છે, પવિત્ર બાળાઓ આવી પડતાં દુઃખોને કેવી ધીરજથી સહન કરે છે, વીરપુત્રો પ્રાણની પરવાહ નહિ રાખતાં કેવાં અપૂર્વ અને આશ્ચર્યકારક પરાક્રમો કરે છે, ભૈરવના પુજારી ભૈરવાચાર્યનાં અદ્ભુત કારસ્થાનો અને ભૈરવના મંદિરના ભેદી ભોંયરામાં બનતા ભયંકર પ્રપંચો વગેરે અનેક રસમય પ્રસંગોનો ચિતાર આપવામાં આવ્યો છે. આ નવલકથાની **કીંમત રૂ. ૨–૮–૦ છે.**

# મહારાજ પ્રતાપાદિત્ય.

પ્રયોજક, **વ્રજલાલ જાદવજી ઠક્કર.**

આ ઐતિહાસિક નવલકથા દરેક સ્વદેશભક્ત, દરેક હિન્દુએ તથા દરેક સ્વધર્મપરાયણ પુરૂષે વાંચી તેના સિદ્ધાંતોનું મનન કરવું જોઇએ. આ નવલકથામાં મહારાજ પ્રતાપાદિત્યે મોગલોના જુલ્મમાં સપડાયલા બંગાળા દેશનો કેવા કૌશલ, બુદ્ધિ ચાતુર્ય અને વીરત્વથી પુનરુદ્ધાર કર્યો હતો તેનો જ્ઞાનપ્રદ ચિતાર આવેલો છે. પૃષ્ઠ સંખ્યા ૩૦૦ સોનેરી પાકું પૂઠું મૂલ્ય રૂ. ૨–૦–૦

## સચિત્ર સામાજિક નવલકથા.

# બંસરીબાલા.

આ સચિત્ર સામાજિક નવલકથા એટલી બધી રસિક છે કે એક વખત વાંચવા લીધા પછી હાથમાંથી પડતી મુકવાનું મન થશે નહિ. સંયમના તથા નીતિ તેમજ ધર્મશિક્ષણના અભાવથી પાશ્ચાત્યજ્ઞાનમંડિત યુવકો ચારિત્ર્યભ્રષ્ટ થઇ પાપના માર્ગમાં કેવી સ્વચ્છંદતાથી સંચાર કરે છે તથા પોતાના સુખમય–શાન્તિમય સંસારમાં અશાન્તિનો પ્રચંડ જ્વાળામુખી સળગાવે છે, એક સ્ત્રીનું માતા તરીકેનું શું કર્ત્તવ્ય છે તથા એ કર્ત્તવ્યનું પાલન કેવી રીતે કરી શકાય છે, ધર્મ જ્ઞાન વિમુખા બાળવિધવા સ્વકર્ત્તવ્યને ભૂલી પાપાચરણ આચરી જાણી જોઇને પોતાનો વિનાશ કેવી રીતે કરે છે, સતી સાધ્વી સહધર્મિણી ચારિત્ર્યભ્રષ્ટ થયેલા પતિની મતિગતિને કેવી રીતે સુધારી શકે છે વગેરે અનેક રસિક વિષયોનો આ ઉત્કૃષ્ટ સામાજિક નવલકથામાં સમાવેશ થયેલો છે. **મુલ્ય રૂ. ૨–૦–૦**

## ઐતિહાસિક સચિત્ર નવલકથા

# પંજાબ રહસ્ય.

એક રાજપૂત રાજકુમારમાં પોતાની શૈશવાવસ્થામાં અર્થાત માત્ર એકજ વર્ષની ઉમ્મરે ભાગ્યયોગથી માતાપિતાથી વિખુટા પડવું, એક સદાશય અંગ્રેજ લશ્કરી અમલદારના આશ્રય નીચે ઉછરી તેનું મ્હોટા થવું, સ્વદેશ સેવાના મહા મંત્રની સાધનામાં તેણે પોતાનું જીવન સમર્પણ કરવું, દગાબાજ દેશબંધુઓ દ્વારા તેનો છળ થવો એ વિષયો ઉપરાંત મહારાણા રણજીતસિંહના રાજદરબારમાં ચાલતાં કપટ તંત્રોનો ઈતિહાસ આ નવલકથાનાં રસિકતાથી વર્ણવેલો છે. **પાકું સોનેરી લાયબ્રેરીને શોભાવે એવું પુઠું છતાં મુલ્ય માત્ર રૂ. ૧–૮–૦**

રા. નારાયણ વિસનજી ઠક્કુરકૃત રસિક નવલકથાઓ.

**આજકાલનું હિંદુસ્તાન** અથવા પ્રાણહારક મૃગજળ ભા. ૧-૨—ચાલુ સમયમાં ચાલતા નિંદ્ય સુધારા, ગાડીવાડીના વૈભવ ખાતર ગમે એવા શ્રીમંત પતિ મેળવવાની લાલસા, શ્રીમંતોનાં મૃત્યુ સમયે થતાં વીલનાં કલ્પનામાં પણ ન આવે એવા બનાવોથી ભરપૂર નવલકથા. પ્રણયદર્શન, વિકાર અને વિવેક, સુધામાં હલાહલ, શરીફ બદમાશોની ટોળી સત્યનિષ્ઠા, સાહસ, ભયંકર પ્રપંચજાળ નિશાચરોનો ગૃહપ્રવેશ, ગુલાબની પ્રેમપત્રિકા. વગેરે પ્રકરણો વાંચતાં તમે જુની આંખોએ નવીન તમાશો જ જોઇ શકશો. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૨૦, દરેક ભાગમાં **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો** બન્ને ભાગનું પાકું રૂપેરી પૂઠું, છતાં કિંમત દરેકની કુલ રૂ. ૩)

**ભયંકર ભદ્ર** અથવા કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસારમાટે—આ સંસારના ક્ષણભંગુર ભોગવિલાસની લાલસાથી મહત્વકાંક્ષાના પ્રવાહમાં તણાઈને ક્ષુદ્ર માનવી પિશાચના દાસત્વને સ્વીકારીને આ જગતમાં કેવાં કમકમાટી ઉપજાવનારાં કુકૃત્યો કરે છે, અને જ્યારે પિશાચની નરકગર્ત્તામાં પડવાનો પ્રસંગ તેમનાં નેત્રો સમક્ષ આવીને ઉભો રહે છે તે સમયે તેમની કેવી દયાજનક દુર્દશા થઇ જાય છે એવું જો તાદૃશ્ય શાબ્દિક ચિત્ર જોવું હોય તો તે કેવળ આ અદ્ભુત નવલકથામાં જ દેખાશે. મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ ૩૦૦ રૂપેરી નામ તથા **પાંચ સુંદર ફોટોગ્રાફિક ચિત્રોવાળી** આ નવલકથાની કિં. માત્ર રૂ. ૨) છે.

**નાદિરનો દોરદમામ** અથવા બાહુબળનું પરિણામ—સ્વર્ગવાસી અમૃત કેશવ નાયક તથા વિદ્યમાન ઠક્કુર નારાયણ વિસનજીકૃત. એક સાધારણ




સિપાહી તરીકે ઇરાનના બાદશાહના સૈન્યમાં દાખલ થઇ ધીમે ધીમે આગળ વધી અંતે છળપ્રપંચ તથા અદ્વિતીય બાહુબળથી ઇરાનના બાદશાહ બની બેઠેલા અને ત્યાર પછી હિંદુસ્તાનમાં આવી દિલ્હીમાં 'કત્લેઆમ' ચલાવી દિલ્હીની મૂગલિયાત 'શહેનશાહતના' પાયાને હમ્મેશને માટે ઢીલો કરી જનાર નાદિરશાહનું જીવન ચરિત્ર આ ગ્રંથમાં એટલું અને એવું ઉત્તમતાથી વર્ણવાયું છે કે જાણે એક ઉત્કૃષ્ટ નવલકથા વાંચતાં હોઇએ તેવોજ ભાસ થાય છે. કિંમત રૂ. ૨-૮-૦

**મારી ભયંકર સંસારયાત્રા**—અથવા એક નિરાધાર અબળાનો આર્ત્તનાદ! આ સામાજિક નવલકથામાં સંસાર વ્યવહારમાં પ્રચલિત થઇ પડેલા કેટલાક વિષયોનું એવી શાસ્ત્રીય દૃષ્ટિથી અવલોકન કરવામાં આવ્યું છે કે, જેમાંથી ઘણું શીખવાનું મળી શકે તેમ છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૫૦, પાકું રૂપેરી પૂઠું; છતાં મૂલ્ય માત્ર રૂ. ૨-૮-૦

**રમણી કે રાક્ષસી ?**—અબળા જ્યારે મદનના મદથી ઉન્મત્ત બની જાય છે, તે વખતે પોતાના વિકારની તૃપ્તિ માટે તે તે કેવાં કેવાં ભયાનક કૃત્યો અને અશ્રુતપૂર્વ સાહસો કરે છે અને તે એટલી હદ સુધી કે કોઇ મહા નીચ અને અત્યંત ઘાતકી પુરૂષને પણ તેના સમક્ષ લજ્જાથી માથું નીચું નમાવવું પડે, એનું આ નવલકથામાં આબેહુબ ચિત્ર આલેખાયલું છે. કીં. રૂ. ૧॥

**રા. ચુનીલાલ વર્ધમાન શાહકૃત રસિક નવલકથાઓ.**

**લતા અને લલિતા**—ભાગ ૧-૨-૩-૪— લતા અને લલિતા એ બન્ને બ્હેનો હોવા છતાં જૂદા જૂદા રંગઢંગમાં અને જૂદાજૂદા સ્વભાવની




માતાઓના સહવાસમાં ઉછરવાથી તેમનામાં જે ફરક જોવામાં આવે છે તેનું દિગ્દર્શન આ નવલકથામાં કરી શકાય છે. અંગ્રેજી કુમારીકાના પ્રેમદર્શનથી હિંદુ છોકરી ઉપર કેવી અસર થાય છે. કેળવાયેલાં પુત્રને ચોક્કસ કુમારિકા સાથે પરણવાની ફરજ પાડનાર પિતા તેનુ કેવું માઠું પરિણામ મેળવે છે, અને રાજવંશીઓમાં કેવી કેવી ભિન્ન પ્રકૃતિઓ જોવામાં આવે છે એનો ઉત્તર ચિતાર આપેલો છે. ચારે ભાગોમાં **સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવ્યાં છે.** પાકું સોનેરી સુશોભિત પુઠું, દરેક ભાગમાં પૃષ્ઠ ૨૦૦. કિંમત દરેક ભાગની ૧—૦—૦ મુજબ રૂ. ૪—૦—૦

**નોકરીનો ઉમેદવાર**—સચિત્ર સાંસારિક નવલકથા. અંગ્રેજી ભણેલો એક ગરીબ યુવક નોકરીની શોધમાં ફાંફાં મારતાં જે અથડામણમાં પડે છે અને જુદા જુદા સ્વભાવમાં શેઠ શેઠાણીઓના સહવાસમાં આવીને અનેક લાલસા, ધર્મભ્રષ્ટતા વગેરેની વચ્ચે આવી પડવાથી અટવાયા કરે છે તેનું આ ચિત્ર અત્યંત બોધક અને રસિક છે. મૂલ્ય રૂ. ૧।.

**કાશ્મીર અને કેશરી**—( બીજી આવૃત્તિ )—રણજીતસિંહને અફઘાનો સાથે ઘણી વાર ઝપાઝપી થઇ હતી અને કાશ્મીર પ્રાન્તને માટે તો ચાર વાર સવારી લઇ જવી પડી હતી. જેમાં છેલ્લી સવારીમાં વિજય પ્રાપ્ત થયો હતો અને તે વિજય એટલો તો દૃઢ હતો કે પ્રત્યેક પ્રકરણ વાંચવાને વાંચકની મનોવૃત્તિ ઉશ્કેરાતી જાય તેમ છે. પૃષ્ઠ ૨૫૦ પાકું પુઠું. કીં રૂ. ૧—૦—૦.

**પિશાચમંદિર**—ભાગ ૧—૨—આ નવલકથા એટલી તો હૃદયગ્રાહી અને ચમત્કારિક છે કે પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરિતાજ વહેતી હોય એવો સહજ ભાસ થયો




છે. અરણ્યમાં અત્યાચાર, કિલ્લાનો ગુપ્ત ભેદ, ભયાનક યંત્ર, કેદમાં સપડાયેલી કુમારિકા, શ્વેત આકૃતિ, ચક્રયંત્રવાળું ભોંયરૂં, પ્રેમમંદિર કે પિશાચમંદિર ! વગેરે પ્રકરણો વાંચતાં અહાર નિદ્રાનું સર્વથા વિસ્મરણ થઇ જાય તેમ છે. આ નવલકથાના દરેક ભાગમાં **ફોટો ઝીન્કોનાં પાંચ પાંચ મનોહર ચિત્રો આપેલાં છે.** બન્ને ભાગ જુદા બાંધેલા છે પાકું પુઠું, પૃષ્ઠ ૬૦૦ છતાં કિમ્મત દરેક ભાગની રૂ. ૨) મુજબ કુલ રૂ. ૪.

**ભાગ્યચક્રનો મહામંત્ર**—આ **સચિત્ર** નવલકથામાં એક કેળવાયેલી બાળા પ્રભાવતી અને તેનાં અવિવાહિત પતિ સુમિત્રનો કૌમાર અવસ્થામાં પરસ્પર પ્રેમ છે; પરંતુ ભાગ્યચક્ર વિલક્ષણ હોવાથી એ બાળાના પિતાનું એકાએક ખૂન થાય છે, એ સંબંધમાં અનેક ઘટનાઓ આ નવલકથામાં દર્શાવેલી છે. પૃષ્ટ ૪૦૦ મૂલ્ય રૂ. ૧–૮–૦.

## રા. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત રસિક નવલકથાઓ.

**કંગાલ કેદી અથવા સ્નેહ-બંધન**—ભાગ ૧—૨. આ નવલકથાના સુખ-દુઃખના પડછાયા, સ્વામી સ્નેહજ્યોતિનું આદર્શ સાધુ જીવન અને દૈવી પરોપકાર, હતભાગ્ય રંગનાથની સ્થિતિનું અને જીવનનું કલ્પના પણ ન કરી શકાય એવું અસંભવ પરિવર્તન, પોલિસ અમલદારોની નિષ્ઠુ-રતા, સંપત્તિનો સદુપયોગ, નિરાધાર સ્નેહલતાના જીવનનો અકાળે આવેલો શોચનીય અંત, શાન્તિલતાના કષ્ટની પરિસીમા, અપૂર્વ વાત્સલ્ય સ્નેહ, કેશવલાલનાં કુટિલ કારસ્થાન, શ્રીમંતોની શઠતા અને વિલાસપ્રિયતા, આદિ અનેકવિધિ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ. દરેક ભાગમાં **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો,** ચીકણા સફેદ કાગળ, બન્ને ભાગનું પાકું રૂપેરી પૂઠું; કીંમત ભાગ ૧ લો રૂ. ૧–૧૨–૦ ભાગ ૨ જો ૨–૦–૦.




**દગાબાજ દુનિયા**—આ નવલકથાની વસ્તુસંકલના એવી તો અદ્દ્ભુત, પરંતુ સંભવિત છે કે, પ્રત્યેક પૃષ્ઠે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે પત્નીનું ગૂમ થવું, રેલ્વે ટ્રેનમાં સંન્યાસીના મૃતદેહનું આવવું, સાધ્વી સતી નિર્મળાનો દૈવી અને સ્વામીસ્નેહ, સંન્યાસીના જીવનનું ગુપ્ત રહસ્ય, પાપનો પશ્ચાતાપ આદિ અનેક રસિક, ચમત્કારિક અને બોધક વિષયોથી ભરપૂર, **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો** પાકું પૂઠું રૂ. ૧-૧૨-૦

**ભાગ્યદેવીની ભયંકરતા**—અથવા આદર્શ વિધવા

આ નવલકથાના એક સર્વોત્તમ બંગાળી નવલકથાનો અનુવાદ છે. આ નવલકથા સમસ્ત હિન્દુસ્તાનમાં એટલી બધી લોકપ્રિય થઈ પડી છે કે, તેનું અંગ્રેજી, હિન્દુસ્તાની, વગેરે ભાષામાં પણ ભાષાંતર થયું છે. **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો**, કિંમત રૂ. ૧-૪-૦

**પિશાચિની કે પ્રેમદા ?**—ભૂતપ્રેતના ભયંકર ઉપદ્રવના લીધે ઉપજતું ભ્રમમૂલક દુઃખ, પ્રેમની હરિફાઈ, યુવકનો આત્મસંયમ, વિધવાની વિરહવેદના, ધડથી જૂદું થઇ ગયેલું મસ્તક, સ્મશાન ભૂમિમાં પિશાચોનું પાપમંડળ, વિદેશિનીના જીવનનો ભેદ, પ્રણયનિરાશા વગેરે વિવિધ વિષયોથી પરિપૂર્ણ, સંયમનું મહાત્મ્ય અને સુખ નિહાળવું હોય તો આ નવલકથા અવશ્ય વાંચો. મૂલ્ય રૂ. ૧-૮-૦

**સ્વર્ગમાં શયતાન**—ઉપરથી મહાત્મા જેવા દેખાતા અને સંસારમાં સાધુ લેખાતા પરંતુ ઉદયમાં હળાહળ ભરી રહેતા પુરુષો પોતાના ઉપર ઉપકારો કરનારનું પણ કેવું ભયંકર અનિષ્ટ કરે છે વગેરે અનેક રસિક, ચમત્કારિક અને આકર્ષક ઘટનાઓથી ભરપૂર નવલકથા **સ્વર્ગમાં શયતાન** અવશ્ય વાંચો. મૂલ્ય રૂ. ૧-૪-૦

**મૃગલોચની** અથવા માયા પ્રાબલ્ય—( સંપાદકઃ—રા. પ્ર૦ જા૦ ઠક્કર. ) ભાગ ૧–૨–૩–૪ આ નવલકથા વાર્તાપ્રિય વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. શુદ્ધ સ્નેહનું સ્વરૂપ સમજવું હોય, વફાદાર દોસ્તની દિલોજાન દોસ્તીનું દર્શન કરવું હોય, વેશધારીઓના કલ્પનામાં પણ ન ઉપજી શકે એવા અવનવા ચમત્કારોથી પરિચિત થવું હોય, વીરપુરુષોની વીરતા જોવી હોય તો આ નવલકથા અવશ્ય વાંચજો. પ્રેમિક પ્રેમિકાની વિયોગવ્યથાનો હૃદયવિદારક ચીતાર વાંચતાં તમે અશ્રુજળને અટકાવી શકશો નહિ. પ્રેમ, વિરહ, મિલન, ચમત્કાર, કર્ત્તવ્યનિષ્ટા, દેશદ્રોહ, દેશભક્તિ વગેરે સઘળું આ નવલકથામાં છે. આજે જ મંગાવો. દરેક ભાગનું મૂલ્ય રૂ. ૧–૮–૦ કુલ રૂ. ૬ પાકાં રૂપેરી પૂઠાં. ભાગ ૧–૪.

**સંસાર કે નરકાગાર ?**—આજકાલના કહેવાતા સુધારકોનું આંતર્જીવન કેવું પાપપૂર્ણ અને શોચનીય છે. જ્ઞાનશૂન્ય વિધવાઓ ધર્મશિક્ષણના અભાવે સ્વધર્મનો ત્યાગ કરી કેવી રીતે પાપિષ્ટા થાય છે, વેશ્યાવિલાસથી અંતે કેવી પાયમાલી અને ખાનાખરાબી થાય છે એનો આબેહુબ ચીતાર આ નવલકથામાં ચીતરવામાં આવ્યો છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૫૦, છતાં કિમ્મત રૂ. ૧–૪–૦

**રાજનૈતિક ષડયંત્ર** અથવા મરૂભૂમિની મોહિની

રણશૂરા રજપૂતોના ઇતિહાસને અનુસરીને આ નવલકથા લખવામાં આવી છે. કોટામાં જે સમયે જાલિમસિંહ રાજપ્રતિનિધિ હતો તે સમયે તેણે પોતાનો અધિકાર વંશાનુક્રમિક ચાલૂ રાખવા માટે કેવો




ભગીરથ પ્રયત્ન કર્યો હતો, ઝાલોરરાજનન્દિની અલકાસુંદરીને મેળવવા માટે જેશલમીર રાજનન્દન ગજસિંહે કેવાં ભયંકર સાહસિક કાર્યો કર્યાં હતાં, જાલિમસિંહનો પુત્ર ગરધનદાસ કેવી રીતે પોતાના પ્રણય પ્રતિસ્પર્ધીના હાથે અકાળે આલોકનો ત્યાગ કરી ગયો હતો, સ્વાધીનતા મેળવવા માટે રાજકુમારોએ કેટલું બધું કષ્ટ ઉઠાવ્યું હતું આદિ અનેકવિધ મનોમુગ્ધકર, વિસ્મયકર અને ચિત્તહર ઘટનાઓથી પરિપૂર્ણ; પાકું સોનેરી પૂઠું, મૂલ્ય માત્ર રૂ. ૧-૪-૦

**મનોહારિણી માયા**—એક ત્રિભુવનમોહિની બાળિકાના પ્રેમના બે પ્રાતિસ્પર્ધી યુવકો એક બીજાની વિરુદ્ધ કેવાં પ્રાણહારક ષડયંત્રો રચે છે, દુરાચારી અધમ મનુષ્યો પોતાની સત્તાનો દુરુપયોગ કરી અંતે કેવા પસ્તાય છે વગેરે આકર્ષણીય ઘટનાઓનું દર્શન કરવું હોય તો આ નવલકથા અવશ્ય વાંચો. છતાં મૂલ્ય માત્ર રૂ. ૧-૮-૦ આજે જ મંગાવો.

**અંગના કે દેવાંગના?** આ સામાજિક નવલકથામાં ઘણા ઉપયોગી સ્વદેશહિતના અનેક વિષયોની માર્ગદર્શક તેમજ સપ્રમાણ ચર્ચા કરી છે. જે ભારત વર્ષ પૂર્વે સકળ દેશોનો શિરોમણિ હતો, જે આર્ય લોકો પૃથ્વીની સકળ જાતિઓમાં ચઢિયાતા ગણાતા હતા તેજ ભારતવર્ષ અને તેજ હિન્દુ જાતિની વર્ત્તમાન શોચનીય સ્થિતિ અને તેનું નિવારણ કરવાના માર્ગદર્શક ઉપાયો હોય તો તે માત્ર આ એક જ નવલકથામાં છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૫૦ સોનેરી પાકું પૂઠું છતાં મૂલ્ય માત્ર રૂ. ૧-૧૨-૦

**ગુલશાના**—ઐતિહાસિક પ્રેમકથા. અકબર. બાદશાહના સમયની એક મર્મભેદક રહસ્યપૂર્ણ ઘટનાને આધારે આ નવલકથા લખવામાં આવી છે, અકબરશાહની ઉદારતા, દીવાના






ઇસ્કાન્દારનું ભાગ્યચક્ર, વીર સોહાણીનું શોચનીય અકાળ મૃત્યુ, કુલસમયની પ્રમાણિકતા, શેખજીનો ભ્રમ, બહાદુર રમણી ગુલશાનો અપૂર્વ પતિપ્રેમ, મહાત્મા સાહજલાલની શીષ્યપ્રીતિ, રાજકુમારી રૂખિયાનું મરણ પામ્યા પછી સજીવન થવું વગેરે ભેદ ભરેલા બનાવોથી ભરપૂર. **સોનેરી પાકું પૂઠું** છતાં કિંમત માત્ર રૂ. ૧—૦—૦

## અન્ય ગ્રંથકારકૃત રસિક નવલકથાઓ.

**કમળાદેવી**—આ નવલકથામાં ભારતીય વીર રાજપૂત જાતિનાં પ્રબળ પરાક્રમો, પ્રેમ, વિરહ, સંયોગ વિયોગ વગેરેના વિવિધ પ્રસંગો, સ્વદેશભક્તિનું માહાત્મ્ય, મોહની માયાજાળ, આત્મોત્સર્ગ વગેરેનું ઉત્તમ પ્રકારે આલેખન કરવામાં આવ્યું છે. મુલ્ય માત્ર રૂ. ૧—૮—૦

**મુરાદેવી**—**અથવા મૌર્યવંશનાભ્યુદયનો આરંભ**—ભાગ ૧—૨—૩. આ પુસ્તકમાં મગધદેશના રાજકર્ત્તાઓનો સંપૂર્ણ હેવાલ આપવા ઉપરાંત, નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન અને કૌટિલ્યવિદ્યાવિશારદ ચાણક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, ચંદ્રગુપ્તને રાજ્યાધિકાર અપાવવા માટે મલયપુરની રાજનંદિની મંદાકિનીએ કેવા કેવા યત્નો કર્યાં હતા, મિત્રધર્મ બજાવવા માટે પહાડી રાજા સમરકેતુએ કેવી દક્ષતા દર્શાવી હતી, ચાણક્યે પોતાના અપમાનનો બદલો લેવા માટે ભયંકર પ્રતિજ્ઞા ધારણ કરીને 'બ્રહ્મબળથી બ્રહ્માંડ પર ડોલી શકે છે' એ સૂત્રને સિદ્ધ કરવા માટે શા શા ભયંકર ઉપાયો યોજ્યા હતા તે સર્વ વિષયોનું ઘણીજ સરળતાથી આ નવલકથામાં વિવેચન કરવામાં આવ્યું છે. કીં. રૂ. ૫—૦—૦.






**તારાસુંદરી** અથવા **સમરેન્દ્રની સમશીર**—આ એક ઐતિહાસિક નવલકથા છે. આર્ય બાળાઓની ધાર્મિકતા તથા કઠોરમાં કઠોર સંજોગોમાં પણ તેમના પતિવ્રતના રક્ષણની કુશળતા જોવી હોય, આદર્શ સંન્યાસીઓના સંસારત્યાગનાં ઉજ્જવલ દૃષ્ટાંત જોવાં હોય તો અદ્ભૂત રસથી ભરેલી વીર શૃંગાર અને કરુણરસથી છલકાતી આ મનોહર નવલકથા જરૂર વાંચજો. જગતમાં જાલિમ મનુષ્યો જુલ્મ કરી ધર્મનો કેવી રીતે નાશ કરે છે. સમરેન્દ્રની શૂરી સમશીર કેવી શક્તિ દર્શાવે છે વગેરે વાંચવાથી અવશ્ય આનંદ થશે. કીંમત રૂ. ૨–૪–૦.

**સંસારસંગ્રામ**—સોના જેવા સંસારને ધુળમાં મેળવી દેનાર પિશાચિની પ્રેમદાઓ કેવાં કેવાં કારસ્થાન અને કાળાં કામ કરે છે, ધર્મપરાયણા સાધ્વી સતીઓ સંકટના પહાડો તૂટી પડવા છતાં કેવી અડગ અને અચલ રીતે પતિભક્તિમાં લીન રહે છે, સ્વાર્થસાધુ સગાં વ્હાલાંઓ પોતાના સ્વાર્થને પૂર્ણ કરવા માટે કેવી દગાબાજીઓ રચે છે આદિ સર્વ વિષયો આ નવલકથામાં દર્શાવવામાં આવ્યા છે. પાકું પુંઠું. કિંમત બે ભાગના રૂ. ૩–૦–૦.

**પરાક્રમની પતાકા**—જાપાને વર્તમાનસમયમાં શી શી ઉન્નતિ કરી છે અને તેનું સત્ય કારણ શું છે તે દર્શાવવા ઉપરાંત આ નવલકથામાં જાપાનના પ્રિન્સે લંડન શહેરના ભર્યા બઝારમાં તથા ચાલતી સ્પેશીયલમાં અમેરિકાના એલચીઓ તરફ આવતા જાસૂસોનાં ભેદી ખૂન શી રીતે કર્યા તથા તેનો પતો છેવટ સૂધી શા કારણથી ન મળ્યો આદિ સર્વ વિષયો આ નવલકથામાં આપવામાં આવ્યા છે, પાકું પૂઠું, રુપેરી નામ છતાં મૂલ્ય માત્ર રૂ. ૨–૦–૦.




**ગેબીખૂન**—ખૂન, મારામારી અને ભેદી મામલાઓથી ભરેલી આ નવલકથા વાંચવાથી રૂંવેરૂંવાં ઉભાં થઇ આવે છે. ખરો ખૂની કોણ છે અને ખૂનનો આરોપ કોનાપર આવી પડે છે એનું પરિણામ કેવું વિકટ આવે છે વગેરે એક પછી એક એવા ગેબી બનાવો બનતા જાય છે કે જેની આખર સુધી કોઇને કશી ખબર પણ પડતી નથી. કિં. ૧–૧૨–૦.

**ભેદી ખજાનો**—ડિટેક્ટીવોની ચાલાકી, ભેદમાંથી ભેદ પકડી પાડવાની દિલને હેરત પમાડનારી બહાદુરી, ચોરોની ચતુરાઇ, અબળાઓની અજાયબી ભરેલી ભૂલથાપ ખવડાવનારી બાહોશી વાંચતાં દિલ કમકમી ઉઠે છે. ખૂનપર ખૂન, જાસૂસપર જાસૂસ અને ચોરના પણ ચોર એવા એટલા બધા ભેદી બનાવો આ પુસ્તકમાં આબેહુબ રીતે લખેલા છે કે, પાકું પુઠું પૃષ્ઠ ૪૦૦, મૂલ્ય રૂ. ૨–૪–૦.

**રાજા દેવીદાસ** અથવા **રમણીની રણભૂમિ**—ક્ષણભંગુર સંસારની માયામાં લુબ્ધ થઇને મનુષ્ય કેવાં કેવાં કુકર્મો કરે છે; જાતિ ધર્મ નીતિ અને કુળનું સન્માન ગુમાવીને પરધર્મમાં પ્રવેશ કરી પોતાની જાતિનો વિધ્વંશ કરવામાં કેવી કારમી કુટિલતા દર્શાવે છે, જગત જે નારીજાતિને અબળા કહીને બોલાવે છે. તે અબળા રણમાં મદોન્મત થઇ શત્રુઓનો સંહાર કરવામાં કેવી દક્ષતા દેખાડે છે, રણશૂરા રજપૂતો રણભૂમિમાં ઝંપલાવી કેવી રીતે કેસરીયાં કરી તૂટી પડે છે, આવા રસિક પ્રસંગોથી આ વાર્તાનું પાનેપાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૨–૮–૦.

**બાગે શયતાન** અથવા **તલવારનું તૂફાન**—આ નવલકથામાં હિન્દમાં ઇ. સ. ૧૮૫૭ માં થએલા ભયંકર પ્રાણહારક બળવાનો તાદશ્ય ચિતાર ચિતરેલા હોઇ, તે ઉપરાંત નાનાસાહેબ અને તાતીઆ ટોપીની અનેક ગુપ્ત બાબતોને પણ પ્રકાશિત કરવામાં આવી છે. કિમ્મત રૂ. ૨–૦–૦.

**રાક્ષસોની રતિક્રીડા** અથવા પિશાચોની પાપીલીલા—
માયાવી માનિના ભયંકર ભેદો, લુચ્ચાઓની લુચ્ચાઇઓ, તિલસ્માતી મકાનોમાં થતાં કારસ્થાનો, એક આર્ય લલનાની આદર્શ શૂરવીરતા, ધર્મપરાયણતા અને પોતાના પતિને પિશાચોની જાળમાંથી મુક્ત કરવાની અજબ યુક્તિઓ વગેરે વાંચીને ખરેખર તબિયત ખુશ થયા વિના રહેતી નથી. શૃંગાર અને હાસ્ય રસ પણ તેટલોજ ફૂટી ફૂટીને ભરવામાં આવ્યો છે કે જે વાંચતાં દિલ આનંદથી ઉભરાય છે અને મનનો બધો શોક દૂર થાય છે. પૃષ્ટ ૪૦૦ પાકું પુઠું મૂલ્ય રૂ. ૨—૦—૦.

**સંતપ્ત શયતાન** અથવા કામાંધનાં કાળાં કામ—
કામથી અંધ થએલાં મનુષ્યો આ જગતમાં કયું ભીષણ કાર્ય નથી કરી શકતાં ? જગતને ઠગવા માટે ધર્મનિકેતનો સ્થાપી પાપનો પ્રચાર કરનારા, મુખમાં રામ બગલમાં છુરી લઇ ફરનારા, હાથમાં માળા ગળામાં વિષની જવાળાને છૂપાવી રાખનારા, સત્યનો આડંબર ધારી કેવળ અસત્યનો જ વિસ્તાર કરનારા અને પોતાના દગાથી નિરપરાધી, સરળ અને ભોળાં માણસોનાં ગળાં રેંસનારા આ પૃથ્વીપર અનેક મનુષ્ય નામધારી પિશાચો પડેલા છે અને તેવાજ એક મનુષ્ય પિશાચ તથા માનવી પિશાચિકાનું આ નવલકથામાં સુંદર ચિત્ર આલેખવામાં આવ્યું છે. પૃષ્ટ ૪૦૦ મૂલ્ય ૧—૧૨—૦

**અઠંગ ઉઠાવગીર** અસંખ્ય ભેદ ભરમોથી ભરપૂર નવલકથા—ઉઠાવગીરોના અદ્દભુત
અડ્ડા, તરકટી ટોળીનાં ભયંકર કારસ્થાન, ચાલાક ચોરોની તાલમબાજી ઓ વગેરે એવા બનાવો બન્યા જાય છે કે, ભલભલા જાસુસો પણ ચક્કર ખાઇને સપડાઇ જાય છે. પ્રેમઘેલા પેમલાઓની કેવી બરબાદી

થાય છે, શયતાનો પણ શયતાનોના સપાટામાં સપડાવા છતાં કેવી થાપ આપી દે છે વગેરે એટલા બધા અજાયબી ભરેલા બનાવોથી આ વાર્તા ભરેલી છે કે જે ખ્યાલ પણ કરાવી શકતો નથી. દરેક વાર્તાના શોખિનને અમે આ વાર્તા વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ. પાકું પુઠું પૃષ્ઠ ૪૦૦ મૂલ્ય ૨–૪–૦.

**કલંદરની કટાર** અથવા સંસાર ખાંડાની ધાર—નીચ અને શયતાન દોસ્તો કેવી દગાબાજીથી પોતાના દોસ્તનો ઘાત અથવા ખૂન કરે છે, સ્વાર્થને વખતે તેમનાં હૃદય કેવાં પાષાણ જેવાં બની જાય છે તથા અંતે એવા દુરાત્મા-ઓની કેવી દુર્દશા થાય છે, કોમળ હૃદયની કામિનીઓના પ્રેમ માટે કેટલાં બધાં સાહસો વેઠીને જીવનનું બળિદાન આપવાને તૈયાર કરીને અન્ય પુરુષોના પ્રેમને સંપાદન કરે છે, તથા તે ઉપરાંત મહા-ત્માઓના ચમત્કાર, પિશાચોની પાપલીલા, પિતાએ પિશાચનું સ્વરૂપ ધારીને કન્યાને ભોંયમાં દટાવવી, દીવાનની દુષ્ટતા, પાપીનો ભયંકર જુલમ, જાસૂસોની બહાદુરી, શયતાની ચક્કર, ભોંયરામાં ભેદ ભરેલ કુમર્મો, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. મોટી સાઇઝનાં પૃષ્ઠ ૩૪૦ પાકું પુઠું મૂલ્ય ૨–૦–૦

## શયતાનસદન કિંવા પાપપતન.

અશાન્તિમાં આનંદ આપનારી, સંકટમાં સહાયભૂત થનારી અને આપત્તિમાંથી મુક્તિનો ઉપાય બતાવનારી આ નવલકથાની પ્રત્યેક ઘટના અદ્ભુત રસથી ભરેલી છે. ચોરી, ખૂન, મારામારીના મામ-લાઓ, શયતાનોનાં હૃદયવિદારક કાર્યો કપટી–દગાબાજ અને દુરા-

ચારીઓનાં દુષ્કર્મો, પિશાચિની પ્રેમદાઓની કામજ્વાળા, પ્રણય ભક્તિ વગેરે સર્વ ઘટનાઓ એટલી બધી આકર્ષક અને અજાયબી ભરેલી છે કે, જે વાંચતાં આંખમાંથી આસુની ધારાઓ વહ્યા વિના રહેશે. મૂલ્ય રૂ. ૨—૦—૦

## કિશોરસિંહ અથવા દુ:ખનો પહાડ!

આ હૃદયરંજની નવલકથામાં પ્રેમીજનોના પ્રેમમાર્ગમાં આવી પડતાં અત્યંત અસહ્ય સંકટો, રાજસંસારનાં ભેદ ભરેલાં ભોપાળાં, અદ્ભુત આકૃતિના વારંવાર દેખાતા અવનવા ચમત્કારો, લૂટારાઓની હૃદયને કંપાવનારી લુટફાટો—બહાદુરીઓ, દીવાનીની અજાયબી ભરેલી ચાલાકીઓ, કિશોરસિંહનો કારાગ્રહવાસ રાજકુમાર વરુણસિંહનું અદ્ભુત રીતે ગુમ થવું, એ બદલ કિશોરસિંહપર તેના ખુનનો આરોપ મૂકી તેને ફાંસીના લાકડાપર લટકાવવો, અંતરિક્ષ મદદથી તેમાંથી એકાએક તેનો બચાવ થવો, ભેદી રાજતનયનું ભેદી જીવન, એ ભેદી જીવનનાં ભેદ ભરેલાં કામો, નિર્દોષપર તુટી પડતા દુ:ખના પહાડો, ખૂનખ્વાર લડાઇઓ, રાજ્યમાં ભયંકર વિગ્રહો, નીતિ અને અનીતિનાં યુદ્ધો વગેરે ઘણા ઘણા રોમાંચકારક બનાવોથી આ વાર્તા ભરપૂર છે. મૂલ્ય રૂ. ૨—૪—૦

**કરૂણા કુમારી** અથવા **આદર્શ અંગના**—આ નવલકથાની વસ્તુસંકલના આજથી ઘણા સમય પૂર્વના એક મહાન્ રાજ્યના ઇતિહાસના આધારે યોજવામાં આવી છે. વૃદ્ધ વારાંગનાનો વિનોદ, કામપરાયણ કામિનીની કુટિલતા, ધર્મભ્રષ્ટ માનવામાં દાનવતુલ્ય હૃદયભેદક ;કુકૃત્યો, પાપિણીની પ્રપંચજાળ આદિ સર્વ વિષયો વાંચવાથી રૂંવે રૂંવાં ઉભાં થઇ આવે છે. મૂલ્ય રૂ. ૨—૮—૦




**તરૂણ તપસ્વિની**—ભાગ ૧–૨—સાધુના વેશમાં ફરતા શયતાનો કેવી પ્રપંચજાળ પાથરી ભોળાં મનુષ્યોને ભરમાવે છે તેનો આબેહુબ ચીતાર વાંચતાં વાંચકોને અનહદ આનંદ સાથે અપૂર્વ જ્ઞાન પ્રાપ્ત થયા સિવાય રહેશે નહિ. તે ઉપરાંત ભોળા હૃદયના શ્રીમંત યુવકોની ખરાબ સોબતથી કેવી પાયમાલી થાય છે વફાદાર મિત્રો કેવા હોય છે, સતી સાધ્વી પત્ની કેવી હોય છે, પરોપકાર કેવી રીતે કરી શકાય છે એ વગેરે હકીકતથી ભરપૂર. પ્રથમ ભાગમાં ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવેલાં છે, બન્ને ભાગની કિંમત રૂ. ૪–૦–૦

**કુસુમકાન્ત** અથવા સંસાર શેત્રંજ—આધુનિક સમાજમાં સુધારાના નામે કેવો ભયંકર સડો ચાલી રહ્યો છે, ભદ્રનામધારક શયતાનો કેવાં કેવાં કાળાં કામો કરે છે, સ્વદેશનું હિત ચહાનારા તરુણ પુરુષો કેવી રીતે દેશનું કલ્યાણ કરે છે, સતી સાધ્વી સ્ત્રીઓ સતીત્વને કેવી રીત નિભાવે છે આદિ સર્વ વિષયોનું ઉજ્જવલ ચિત્ર આ વાર્તામાં આલેખવામાં આવ્યું છે. પાંકું પૂઠું, મૂલ્ય. ૧–૧૨–૦.

**વસંત વિજય** યાને ચડતી પડતીના ચમત્કાર—જે દુરાચરણી રાજા મહારાજાઓ સ્વાર્થવૃત્તિથી વિલાસપ્રિયતાથી અને એક બીજા પ્રત્યેના દ્વેષથી આ નંદનવન સમાન ભારતભૂમિની દુર્દશા થઈ છે તેવા એક નિષ્ઠુર હૃદયનાં દંપતીનાં રાક્ષસી કુકર્મોનો અસરકારક ચીતાર આ નવલકથામાં આપેલો છે. સત્ય પ્રેમ-વિયોગ, મિલન, ધર્મ, કર્મ સ્વદેશસેવા વગેરે અનેક બોધક વિષયો સમાવવામાં આવ્યા છે. કીં. માત્ર રૂ. ૧–૮–૦.




**કલ્યાણી** અથવા હજાર વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન—જે નગર અત્યારે હિન્દુસ્તાનમાં અસ્તિત્વ ધરાવતું નથી અને જેનું નામ નિશાન પણ અત્યારે ભારતભૂમિના વક્ષસ્થળ ઉપરથી ઘસાઇ ભુંસાઇ ગયું છે, એવું શહેર એક હજાર વર્ષ પહેલાં પોતાના ગૌરવની કેવી વિજયઘોષણા કરી રહ્યું હતું તથા તે નગરના રાજવંશીઓની કીર્ત્તિ અને સત્તા કેટલી પ્રબળ હતી તેનું આબેહુબ વર્ણન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. પાકું પુઠું કિં. ૨—૮—૦.

**સ્નેહમયી અને વિષયમયી**—આ નવલકથામાં જુદા જુદા સ્વભાવવાળી બે યુવતીઓ એકજ પ્રિયતમને ચાહે છે અને પ્રિયતમનો પ્રેમ સંપાદન કરવાને તેમની તરફથી જે જે પ્રયાસો કરવામાં આવે છે. તે વાંચકને એટલા બધા અદ્‌ભૂત લાગે છે કે સ્વપ્નમાં પણ કદિ તેમણે જોયા હોય નહિ. સુશોભિત પાકું પૂઠું કિં. રૂ. ૨—૦—૦.

**અલ્લાઉદ્દીનનો ઉદય**—દિલ્હીનો સુપ્રસિદ્ધ બાદશાહ અલ્લાઉદ્દીન કપટથી પોતાના કાકા જલાલુદ્દીનને મારીને કેવી રીતે બાદશાહ થયો અને બાદશાહ થયા પછી જલાલુદ્દીનના બન્ને દીકરાની કેવી નિર્દયતાથી આંખો ફોડી નાંખી તેનું આબેહુબ ચિત્ર આ નવલકથામાં આલેખાયલું છે. આર્ય સન્નારીઓના શિયળનું રક્ષણ કરવા માટે તે વખતના રજપૂત રાજાઓ પોતાનો કેવો આત્મભોગ આપતા અને આર્ય મહિલાઓ પણ પોતાના પતિવ્રતનું રક્ષણ કરવા માટે કેવાં ભયંકર દુઃખો સહન કરતી હતી તેનું વર્ણન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. કિં. રૂ. ૨.

**મહાકાળીનું ખડ્ગ**—પતિવ્રતા ભક્તિપ્રભાનો તેના સ્વામી પ્રત્યેનો અથાગ પ્રેમ, પતિપત્નીઓ ઘોર અંધારી રાત્રે કાલિકા માતાનું દર્શન કરવા સ્મશાનમાં જવું,




સ્મશાનમાં કાલિકા માતાની અદ્દભુત લીલા, માતાનું ભયંકર સ્વરૂપ અને સ્મશાનનો દેખાવ, માતાનું ખરૂં સ્વરૂપ ઓળખી નહિ શકવાથી ભક્તિપ્રભાવે કરેલી માતાની નિંદા અને તેના બદલામાં માતાએ આપેલો શાપ વગેરે ઘટનાઓ વાંચતાં વાંચકના મનમાં પુરાતન કાળની અનેક ભાવનાઓ ઉત્પન્ન થાય છે. મૂલ્ય રૂ. ૨—૦—૦.

**નવદંપતીને શિખામણ**—અજ્ઞાન, વહેમ, ખરાબ સોબત્ત, કુટેવો, વિહારનો, અતિયોગ, સ્ત્રીઓની આરોગ્ય સંબંધી અણસમજ, વાંઝીયાપણું, જુવાન વયમાં થતાં અનેક ભયંકર તથા ગુપ્ત દર્દો, ગર્ભસંચાર, પ્રસવ અને બાળકની માવજત સંબંધી અજ્ઞાનતા વગેરે કારણથી દુઃખી થતાં પતિ-ત્નીઓએ આ પુસ્તક પોતાના નિત્યના મિત્ર તરીકે સાથે રાખવું જ્એ. ૫૦ પ્રકરણ, ૩૦૦ પૃષ્ઠ, પાકું પુઠું મૂલ્ય રૂ. ૧ાા.

**ખૂન કે જાદુ ?**—આ ડિટેકટીવ નવલકથા એટલી અદ્દભુત છે કે વાંચક તેના પ્રવાહમાં ખેંચાતાં સમજી શકશે નહિ કે પોતે જે બનાવ વાંચે છે તે ખરેખરો બનાવ હશે કે જાદુનો કોઈ પ્રયોગ હશે ? ફોટોગ્રાફિક ચિત્રો સાથે પાકું પુઠું મૂલ્ય રૂ. ૧.

**કમનસીબ લીલા**—ફેશન આડંબરવાળી ઉચ્છૃંખલ સ્વેચ્છાચારિણી અબળા સાથે વિવાહ કરવાની પ્રાણહારક મહત્વાકાંક્ષા, યુવકોની કેવી ખાનાખરાબી અને પાયમાલી થાય છે. પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટે તેઓ કેવાં કમકમાટી ઉપજે એવાં કુટિલ કાર્યો કરે છે, સમજુ યુવકોનું શું કર્તવ્ય છે, આદર્શ જીવન કેવું હોવું જોઇએ વગેરે અનેક સાંસારિક ઘટનાઓ તાદ્રશ્ય દ્રષ્ટિ સમક્ષ ઉભી જ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો.** કિંમત માત્ર રૂ. ૧—૧૨—૦




**કલંકિત કાઉન્ટેસ** યાને ખૂની કોણ?—આ એક ઘણુંજ અસરકારક ડિટેકટીવ નોવેલ છે. મેડમોઇઝેલ શાંડેઝેનો અચલ પ્રેમ, એના હૃદયની દૃઢતા, શાર્ય, પ્રેમને માટે લક્ષ્મીને તુચ્છ ગણવાની દિવ્યવૃત્તિ, હૃદયની કુમાસ અને પ્રેમાળ હૃદયનું માધુર્ય અને ઘડીભર પ્રેમના રસ, પૂર્ણ હોજમાં સ્નાન કરાવી બાળકો કાઉન્ટેસ કલોડયુઝની સુંદરતા, જેકસ પ્રતિનો મોહ, નિષ્ઠુરતા અને અંતે સ્ત્રીહૃદયની સાહસિક કોમળતા આદિ વિષયોથી પરિપૂર્ણ. પાકું પુઠું કિંમત રૂ. ૨—૮—૦

**મધુર મિલન**—અત્યુત્તમ સામાજિક નવલકથા. ઘણીજ ઉત્તમ અને હૃદયદ્રાવક છે. મૂલ્ય ૧—૧૨—૦.

**દશલાખનો દલ્લો** અથવા રત્નકંકણ—લક્ષ્મીનાલોભથી લુચ્ચાં માણસો આ જગતમાં નિર્દોષ મનુષ્યો ઉપર પણ કેવો હૃદયભેદક જુલ્મ ગુજારે છે, ભાગ્યચક્રના અદ્દભુત પરિવર્ત્તનના પરિણામે નિર્દોષ માણસને પણ કેટલું બધું દુઃખ સહન કરવું પડે છે, એક અબળા પણ દ્રવ્યલોભની લાલસાથી પ્રબળા બની કેવાં રોમાંચ ઉપજાવે એવાં કારસ્થાનો કરે છે, ધર્મીનો જય અને પાપીઓના પરાજય કેવી રીતે થાય છે આદિ અનેકવિધ વિષયનું શાબ્દિક ચિત્ર જોવું હોય તો આ નવલકથા અવશ્ય વાંચો. કિં. માત્ર રૂ. ૨—૦—૦.

**કલંકિત કુમારિકા**—આ નવલકથામાં એક શાપભ્રષ્ટા કુમારિકા જીવન જોખમમાં નાંખીને પણ કેવાં પરોપકારી કાર્યો કરે છે, વંશાનુક્રમિક ઉતરી આવેલું શયતાની લાલ ચક્કર તેને કેવાં પ્રાણહારક સંકટોમાં ફસાવે છે, એ કુમારિકા ભલાભલા પોલીસ ખાતાના અમલદારોને પણ ભુલથાપ આપી અંત-




પર્યંત પોતાનું કેવું ચતુરાઇથી રક્ષણ કરે છે, રહસ્યભેદક લાલ ચક્રનો ભેદ જાણવા માટે કેવી મહેનત ઉઠાવે છે વગેરે અસંખ્ય રસિક વિષયો છે. છતાં કિંમત માત્ર રૂ. ૨–૦–૦.

**સુન્દર અને વિજ્ઞાનંદ**–(આવૃત્તિ બીજી) આ નવલ કથામાં તેના વિદ્વાન લેખકે સાંસારિક ઘટનાઓનું એવું આબેહુબ આલેખન કર્યું છે કે જે વાંચતાં વાંચક મુગ્ધ બની જાય તેમ છે. શુદ્ધ સ્નેહ, વિષયવાસના, આશ્ચર્યજનક કિન્તુ સંભવિત બનાવો વગેરે વાંચતાં મનરંજક થાય તેમ છે. સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ લગભગ ૨૦૦, સુંદર શફેદ કાગળ, પાકું રૂપેરી બાઇન્ડીંગ છતાં કિંમત રૂ. ૧–૪–૦.

**મધુર મધુરી** અથવા મુંબઇની મોહિની–અસ્સલ એલી મુંબાઇની આકર્ષણીય મોહિનીનું દિગ્દર્શન કરી તેમના કામબાણની વિલાસી યુવકો ઉપર કેવી રામબાણ અસર થાય છે. અને પરનારીના પ્યારથી તેમની કેવી પાયમાલી તેમજ ખાનાખરાબી થાય છે, એક આદર્શ આર્ય અબળાનું શું કર્તવ્ય છે, વફાદાર મનુષ્ય આત્મત્યાગનું ઉત્તમ દ્રષ્ટાંત કેવી રીતે દર્શાવે છે વગેરે રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપૂર, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો સહિત, કિંમત રૂ. ૧–૮–૦

**પંદરલાખપર પાણી**–મુંબઇમાં એક શ્રીમંત ગૃહસ્થે પોતાના દીકરાને આપેલો પંદર લાખ રૂપીઆનો વારસો ફક્ત એક વર્ષના અરસામાં કેવી રીતે ઉડાવી નાંખ્યો ? તેનો અસરકારક અને આબેહુબ ચિતાર વાંચવા યોગ્ય છે. આ વાર્તા એક વાર વાંચવા લીધા પછી તે પુરી કર્યા વિના પડતી મૂકવાનો હજુ એક પણ દાખલો બન્યો નથી. એજ તેનું મહત્વ બનાવે છે ! શુશોભિત પાકુ પુઠું મુલ્ય રૂ. ૧–૪–૦




**બેગમ મહાલ** અથવા સુવિખ્યાત સ્મરણ મંદિર—

આ ઐતિહાસિક નવલકથાના લખાણના માધુર્યનું વર્ણન માત્ર શબ્દોથી થાય તેમ નથી. પાઠક પાઠિકાઓ પોતાની દૃષ્ટિ સમક્ષ જ્વલંત અક્ષરે બાદશાહના વિલાસકાનન ઈંદ્રભુવન તુલ્ય આગ્રાના બેગમમહાલને જોઈ શકશે. સર્વે પુનઃ શહેનશાહ જહાંગીર અને નૂરજહાનને પુનઃ આ નવલકથામાં પોતાનો ભાગ ભજવતાં જોઇ શકશે. જે બેગમની સમાધિ કિંવા કબરપર જગતનો અદ્વિતીય **તાજ મહેલ** બંધાયો છે તેના બાલ્યાજીવનનો અદ્‌ભુત ઇતિહાસ કે જે હજી સુધી કોઈ પણ ગ્રંથમાં પ્રકાશિત થયો નથી તેનું આલેખન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. છતાં મૂલ્ય રૂ. ૧—૮—૦.

**ભકતાણી કે ભામટી ?**—આ નવીન નવલકથામાં ચાલુ જમાનાનો સારો ચિતાર આપ્યો છે. એમાં એક વણિક ગૃહસંસાર, ભકતાણીને નામે ચાલતા ભામટાવેડા, એક રસોઇઆ બ્રાહ્મણની લંપટતા વગેરે બનાવો સારા આલેખાયેલા છે. હાસ્યરસ પણ ભરપુર છે, કાગળ ઉંચા લાયબ્રેરીને શોભાવે એવું પુઠું છતાં કિં. ૧—૮—૦.

**કુતરો કે કાળ ?**—તમે ડિટેકટીવ નવલકથાઓ તો ઘણીએ વાંચી હશે; પરંતુ આ નવલકથામાં જે અદ્‌ભુત રસ ભરેલો છે, તેની વાત તો કાંઈ ઓરજ છે ! ડિટેકડીવોની ચતુરાઇ અને બહાદુરાઈની વાતો પણ તમે અનેક વાંચી હશે. પરંતુ આ નવલકથામાં ડિટેકટીવ પોતાના કાર્યમાં જે ચતુરાઇ, બહાદુરી અને કુશળતા વાપરે છે તેની ખુબી ઓરજ છે. મૂલ્ય રૂ. ૧—૮—૦

**કામાંધ કામિની**—ચોરી ખૂન અને હરણના ત્રણ ત્રણ બનાવોની બાતમી મેળવવામાં જાસુસો-એ જે અથાગ પરિશ્રમ ઉઠાવ્યો છે, તે જોઇને મન વિસ્મયતાના સાગરમાં ડૂબી જાય છે. ચોરની ચાલાકી હૃદયને ચમકાવી મૂકે તેવી છે. એક ચોર એવું સરસ કામ ભજવી બતાવે છે કે, તેની બહાદુરી માટે 'વાહ વાહ' નો પોકાર કર્યા સિવાય રહેવાતું નથી. જાસુસ પણ ચોરના માથાનો થઇને છેવટ સુધી તેની પાછળ લાગ્યો રહે છે અને છેવટે તેના કુકૃત્યના ભેદને ફોડી દઇને અપૂર્વ દક્ષતા દર્શાવે છે. મૂલ્ય રૂ. ૨—૦—૦

**બગદાદનો બાદશાહ**—અત્યંત મનોહર દિલભેદક અને અજાયબી ભરેલા બનાવોથી ભરેલી આ વાર્તા બગદાદના ખલિફાઓના રાજત્વનો આબેહુબ ચિતાર કરાવનારી છે. અબળા બનીને મોટા મોટા વીરપુરુષોને પણ કેવી રીતે કંપાવી મૂકે છે, શયતાનિયતથી ભરેલી સુંદરીઓ સંસારમાં કેવા અનર્થો કરે છે, દેવતુલ્ય મનુષ્યો કેવું અનુપમ દેવત્વ દર્શાવી શકે છે, આદી સર્વે બનાવો ખાસ વાંચવા લાયક છે. મૂલ્ય રૂ. ૨—૦—૦.

**રાણી વ્રજસુન્દરી**—હિન્દુત્વનો ત્યાગ કરી મુસલ્માન થએલા કાળાપહાડનાં કુકૃત્યો, વ્રજસુંદરીનો ભીષણ પ્રતિશોધ, સાધારણ બ્રાહ્મણકન્યામાંથી રાજરાણી થઈ પતિ કાળાપહાડની સ્હામે રણભૂમિમાં કૂદી પડવું, ભૂપબાળાની ભયંકરતા, નવાબનન્દિની દુલારીની દુર્દાન્ત દુષ્ટતા, મુકુન્દદેવનું વ્રજબાલામાં આસક્ત થઈ રાજપાટ તેના ચરણોમાં સમર્પણ કરવું. આદિ અનેક સત્ય ઐતિહાસિક ઘટનાઓથી ભરપૂર આ નવલકથા પ્રત્યેક સ્ત્રી પુરૂષોને વાંચવા લાયક છે. મૂલ્ય રૂ. ૨—૦—૦.

**વીર રાઠોડ** ભારતવર્ષના આ પ્રખ્યાત રાઠોડ કુળના બે યુવકોએ પોતાના પિતાનું રાજ્ય મેળવવા જે શૂરવીરતા, પરાક્રમ, ધૈર્ય, ઉત્સાહ, દ્રઢ નિશ્ચય અને ઉમંગ દર્શાવ્યાં છે, છળ કપટ–પ્રપંચથી પૂરાણી પાડનાર દુર્જનસિંહ અને તેના મદદગાર રાયચંદના કાવતરાં, મહારાણી પદ્માવતીની હૃદયભેદક કરૂણાજનક સ્થિતિ, ગાંડીનું ભવિષ્ય, રાજા તોડરમલનો ન્યાય, સરદાર પૃથ્વીસિંહનાં પ્રચંડ પરાક્રમો, કાંચનવતીનું ભયંકર યુદ્ધ, રણસંગ્રામમાં હરપાળ અને જયપાળે દર્શાવેલાં પરાક્રમો વગેરે રમણીય હકીકત વાંચતાં વાંચકો આસપાસનું ભાન ભૂલી જાય છે. પાકા સોનેરી પૂઠા સાથે **કિંમત** માત્ર રૂ. ૧–૧૨–૦

**ચન્દ્રકળા** યાને બહુરુપી બજાર ભાગ ૧–૨ ચમત્કારપર ચમત્કાર આશ્ચર્ય ઉપજાવે એવા ભેદક બનાવો અદ્દભૂત આકર્ષક બનાવો વાંચતાં તમે જાણે ભેદ ભરેલી ભુલભુલવણીમાં ફરતા હો એમ લાગશે. બન્ને ભાગ સોનેરી પાકા પુંઠાના ઉત્તમ ગ્લેજ કાગળો છતાં બન્ને ભાગની કીંમત માત્ર રૂ. ૩–૦–૦

**કુંજકિશોરી**—દશા ફરે બુદ્ધિ ફરે એ પ્રમાણે અધમ મનુષ્યોની બુદ્ધિ પાપ કર્મમાં કેટલી બધી પ્રવૃત્ત થાય છે અને તેથી આગળ ઉપર કેવું ભયંકર પરિણામ આવે તે સત્યવાદીજનોને શિરે અનહદ સંકટો આવી પડવા છતાં હીંમતથી તે સંકટોને દુર કરી પાપીઓની પ્રપંચજાળને કેવી રીતે તોડે છે તેનો આબેહુબ ચીતાર ચીતરવામાં આવ્યો છે. જો તમારે નીતિનો માર્ગ જાણવો હોય, પુત્ર પુત્રીઓના હૃદયમાં જ્ઞાનની ઉંડીછાપ બેસાડવી હોય, પાપીનો જુલ્મ જોવો હોય, તો અવશ્ય પુસ્તક ખરીદો કીંમત માત્ર રૂ. ૧–૧૨–૦

**હેલી કુસુમ** કિંવા સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ જો દંપતી હૃદયમાંથી દ્રવતો રસ અને ઐક્ય વાંચવું હોય તો **હેલી કુસુમ** વાંચો! જો બાલીકા શિક્ષણ, પુનર્લગ્ન અને

વિધવાવિવાહ વાંચવો હોય તો **ઘેલી કુસુમ** વાંચો! જો રાજા-પ્રજાનો સંબંધ જાણવો હોય તો **ઘેલી કુસુમ** વાંચો! જો વટાળ અને જ્ઞાતિપ્રબંધ વિષય જાણવો હોય તો **ઘેલી કુસુમ** વાંચો. જો વિદ્યા અને લક્ષ્મીનો યથાર્થ ઉપયોગ જાણવો હોય તો **ઘેલી કુસુમ** વાંચો. આ નવલકથા વિષે વિદ્વાનોના ઘણા અભિપ્રાયો મળ્યા છે તેજ આ મહત્તા બતાવે છે. સોનેરી પાકું પૂઠું ઉત્તમ કાગળ છતાં માત્ર રૂ.૧ાા

**પદ્મલતા યાને કંટકમાં ગુલાબ.** આવૃત્તિ બીજી. { સચિત્ર.

આ લોકપ્રિય નવલકથામાં ધર્મ, નીતિ, સત્ય અને સ્વદેશપ્રીતિ વગેરેનો અસરકારક ઉપદેશ આપેલો છે. દગાફટકાથી પરાયાનું રાજ્ય પડાવી લઇ મહારાજાધિરાજ થઈ પડેલા ચંદ્રનગરના જાલિમ જુલ્મી રાજા કાળસિંહનાં ક્રૂર કર્મોની કથા વાંચતાં વાંચતાં તમારાં રોમાંચ ઉભાં થયા સિવાય રહેશે નહિ. સંકટો સહન કરી નિષ્ઠુર નૃપતિ સામે કેવા અડગ રહી સ્વદેશ પ્રત્યે પ્રેમ દર્શાવે છે, પાપી પિતાની પવિત્ર પુત્રી રાજકન્યા પદ્મલતા અને ભાગ્યદેવીની ભયંકરતાથી દુશ્મનના આશ્રયે રહી મોટો થએલો રાજકુમાર સુરેન્દ્રસિંહ પોતાના દૈવી પ્રેમથી એક બીજાના હૃદય ઉપર કેવી રીતે અધિકાર મેળવી દેશસેવા કરે છે એ દર્શાવ્યું છે. દળદાર પુસ્તક હોવા છતાં કિં. રૂ. ૧-૧૨-૦

**રતિશાસ્ત્ર** કિંવા **કોકશાસ્ત્ર**— આ અમૂલ્ય અદ્વિતિય ગ્રન્થ સર્વોપરી છે. એમાં ઘણાં જુનાં જુનાં પુસ્તકો શોધીને યુવાન સ્ત્રી પુરૂષોને અતિ ઉપયોગી થઈ પડે એવા ગુપ્ત વિષયો-દવાઓ પ્રકટ થયાં છે. એમાં સ્ત્રી પુરૂષની ચાર જાતિ, તેમનાં લક્ષણ કામદેવનાં રહેવાનાં સ્થળ, ગુપ્ત આસનોનાં વર્ણન, સંયોગ માટે તીથી, વાર, નક્ષત્રનો વિચાર અદ્દભુત વાજીકરણ પ્રયોગો વગેરેનો સમાવેશ કરેલો છે, સચિત્ર કીંમત રૂ. ૩-૦-૦

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતાકૃત

## લોકપ્રિય નવલકથાઓ.

કાળરાત્રિનું ખૂનીખંજર (સચિત્ર) ભાગ ૧ રૂ. ૨-૦
કાળરાત્રિનું ખૂનીખંજર ભાગ ૨ જો. રૂ. ૨-૮
જુલ્મી જાલિમ યાને ધ્રુજતી ધરા ... રૂ. ૨-૮
ઝેરી જમાનો. ... ... ... રૂ. ૨-૦
ઝેરી જમાનો ભાગ ૨ છપાય છે. ... રૂ. ૨-૦
કુસુમકાન્ત યાને સંસાર શેત્રંજ. ભાગ ૧ લો રૂ. ૧-૧૨
તરૂણતપસ્વિની-બીજી આવૃત્તિ.
(સચિત્ર) ભાગ ૧ લો. રૂ. ૨-૦-૦
તરૂણતપસ્વિની—બીજી આવૃત્તિ.
(સચિત્ર) ભાગ ૨ જો. રૂ. ૨-૦
વસંત-વિજય યાને ચઢતી પડતીના ચમત્કાર
ભાગ ૧ લો. રૂ. ૧-૮
માયાવિમોહિની. ... ... રૂ. ૧-૧૨
કુન્જકિશોરી. ... ... ... રૂ. ૧-૧૨
પદ્મલતા યાને કંટકમાં ગુલાબ-સચિત્ર રૂ. ૧-૧૨
કુમુદકુમારી-(સચિત્ર) ... ... રૂ. ૨-૦

**બુકસેલર કચરાભાઇ વનમાળી.**
મ્હોટી હમામ-અમદાવાદ.

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. ૧૯૧૯.